# ભરતીયાનું ભોળપણ. અંક ૧ લો.

અને

# પૈઠણ આપીને પુત્ર, પુત્રી; પરણાવનાર પતરાજીખોર; પ્રેમાનંદ.

કળાય નહીં એવી કપટ જાળનું
સાદ્રષ્ય ચિત્ર.

એક ઉપયોગી નોવેલ.

લેખક સમાનભાવ પ્રર્વતક અને મિથ્યા
કુળાભીમાન વિધ્વંશક મંડળ.

છપાવી પ્રસીધ કરનાર.
સોમેશ્વર કેશવરામ જોશી આણંદના.

દોહરા.

જ્ઞાન ગ્રહે તે નર ગણો, પહ્લુ કરે તે વર;
ભાર વહે પૈઠણુ ભરે, ખરેખરા તે ખર.
મીઠા માન્યા મરડીયા, લોકે મળી કદી લાખ;
સાકર સમ છે સ્વાદમાં, સુજ્ઞ ન પુરે સાખ.

સંવત ૧૯૬૬. સને ૧૯૦૯.

અમદાવાદ

યુનાઇટેડ કંપની પ્રેસ.

કિંમત દોઢ આનો. પોષ્ટેજ ૦—૦—૬

# પ્રસ્તાવના.

## દોહરા.

કુળીઅણુ લાયક છે કદી, કરીએ વાત કબુલ;
આપ યોગ્યતા રહીત છો, ભ્રાત ખાઓ શીદ ભૂલ. ૧
યથાર્થ ધાટ જણાય તો, રૂદય ન ધરશો રોષ;
આંખે કાણા આપ હો, દર્પણનો શો દોષ. ૨
ભવાનીશંકર ભવ્ય નર, સ્વપરાક્રમથી સિદ્ધ;
પોલીસ ઇન્સ્પેક્ટર બની, કાર્યો લાયક કીધ. ૩
માણુકજીના સુત વળી, છગનલાલ શ્રીયૂત;
નિવાસી તે નડિયાદના, માસ્તર જે બહુ શ્રુત. ૪
શંશય લાગે સ્નેહીજો, આપ તણે કંઇ ઊર;
પુછો મળીને તેમને, ભ્રાન્તી કરશે દુર. ૫
જણુવ્યા વિચાર અનનતા, ધટતો થાવા ગ્રંથ;
ભોળા લોકો ભ્રમ થકી, પડે ન ભૂલા પંથ. ૬
પછીતો જે પંડે પડે, અંધ કુપ જઇ રાન,
કહો કોણુ ખાળી શકે, સોમેશ્વર તજી સાન. ૭
જ્ઞાતિબંધુ સરખા બધા, ભારે હલકો કોણુ;
મણકા માળા એકના, જરીએ ફેર ન જાણુ. ૮
સમદ્રષ્ટીનો સોબતી, અભિમાન અરિ અત્ર;
વત વિવેકે વર્ણવે, છગનલાલ, સર્વત્ર. ૯



# ભરતીયાનું ભોળપણ.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—ભરતીઆ પ્રેમાનંદનું ઘર.

સત્યજ્ઞ શર્મા—પ્રેમાનંદ કાકા, આપની દીકરી બેન ગંગા હવે દશેક વર્ષની થઈ છે; અને આપણી નાતના સારા સારા લેકો વાતો કરે છે કે એમને બારણે કોઈ દીવસ ચોખો પડેલો નથી. એમના બાપના બાપ ત્રિભંગળજી ચતુષ્પદેના વખતથી તે ચઢતા ચઢતામાં દીકરીઓ આપે છે; માટે આ ફેરો પણ સારૂં કરશે. કોઈ ખરા કલીઆણનું નશીબ હશે તેને ત્યાં એ દીકરી જશે, અને તેને નશીએ પૈઠણ પણ હજાર બારસો લેશે. અથવા તમારા કુટુંબમાં કન્યા આપે નહિં; પણ તમારામાંથી મફત લે; એવા કોઈ ગ્રહસ્થ ગણાતા માણસને તમે ન્યાલ કરશો ખરા કે નહિ ?

પ્રેમાનંદ—ખરા કળીઆણુતો બરમાં આવતા નથી. બમણું તમણું માગે છે અને જાણે પરમેશ્વરનાજ દીકરા હોય એમ વખતો વખત સેવા કરાવે છે, અને તેમના નાકમાં કળ વગરના માણસોની ગંધ આવે છે, તેથી અમારી, અને અમારા ભાઇ પિત્રાઇઓની દીકરીઓ આપતી વખતે; પૈઠણ આપવા ઊપરાંત સપાડાં પણ કરવાં પડે છે. તે કળીઆણના ઘરની સ્ત્રીઓ પણ કેટલીક વખતે મિજાજ માંહ્યલી દેવીઓ હોય છે. તે વહુવારૂને લેખતી નથી; તમા

બહુ પજવ પજવ કરે છે. વળી મારા પાડોશીનો એક દીકરો બી. એ. માં પાસ થયો છે અને મહીને બસેં પગાર લાવે છે. તે કહે છે કે ખરૂં કુળનો સારાં લક્ષણો શ્રીમંતાઈ અને શરીરના શોતાય-માન પણામાં રહ્યું છે, ત્યારે તેવાં સારાં લક્ષણો, શ્રીમંતાઇ, વિધા, અને રૂપતો, અમારા છોકરામાં તથા અમારા ભાઇ પિત્રાઇઓનામાં પણ છે; છતાં અમને તે કળીઆણો, અને મનાતા ગ્રહસ્થો લેખ-વતા નથી. અને વિચારી વિચારીને થાકયા, પણ કશી સૂઝ પડતી નથી. અને આટલી પેઢીઓથી અમે દીકરીઓની પૈઠણ ભર ભર કરીએ છીએ. પણ અમારા દીકરાને પરણાવવામાં તો કન્યાના બાપને ત્યાં પૈસા ભરવા પડે છે, અને કળીઆણ લોકો અમે તેમને પૈઠણ ભરીએ છીએ. તેથી "ભરતીઆ ભરતીઆ" કહી કૂટી મારે છે. વળી હમારા દીકરા માટે રૂપીઆ ભર્યા વગર કંન્યા મેળવી શકતા નથી માટે મફત કંન્યા મેળવનાર ગૃહસ્થો પણ હમને ભરતીયા અથવા ભરતપુરના રાજા કહી અમારૂ ઉપહાસ્ય કરે છે!!! અમારે વહુની પણ પૈઠણ ભરવી પડે છે, પણ તે સૌ પ્રભુ આપી રહે છે.

પણ પરમેશ્વરે દૈવ જાણે કેવીએ ન્યાત કરી છે કે, અમે દીકરીઓના પૈઠણ ભરી પૈસા ખરચ ખરચ કરીએ છીએ; તોપણ અમારા તો દીકરાનાએ પૈસા બેસવાના એતે શું ?

**સત્યજ્ઞ૦**—પ્રેમાનંદ કાકા તમારા દીકરાને પરણાવતાં પૈસા બેસે, તેમાં જન સ્વભાવ અને જગતની રચનાનું જ્ઞાન ધરાવનાર ડાહ્યા માણુસને જરાએ નવાઇ લાગતી નથી. કારણકે સમજુ માણુસે બરોબરીઆમાં કન્યાઓ આપવી જોઇએ એટલે કંન્યા એ

ખપતી વસ્તુ છે તેથી આપણા છોકરાને જે કંન્યા આપાવે અથવા જે કુટુંબ આપે તેમને સમજુ માણસે કંન્યા આપવી જોઇએ, એટલામાં કેશવલાલ કરીને એક સખસ બેઠો હતો તે બોલ્યો તમે જો લગ્ન ખાતાનો જમે ઉધાર હીસાબ દરસાલ રાખનાર હોતો, તમારે જેટલો અવેજ દીકરાને કન્યા મેળવતાં આપવો પડતો હોય તેટલો અવેજ આપનારનેજ તમારે કંન્યા આપવી જોઇએ. દરીઆને મોટો ગાની તમે તેમાં દરરોજ દુધ ઢોળી દેતા હો તેથી અમે તમને ઘી મફ્ત શું કરવા આપીએ. દરીઆ પાસે મફ્ત ઘી માગો.

**સત્યજ્ઞ શર્મા**—પણ આતો પેઢીઓ ગતથી તમે ચઢતામાં સગાઇઓ કરોછો. ચઢતા એટલે શું ? તે તમારા કુઆઓ, બને વીઓ, અને જમાઇઓ એ બધા તમારા અને તમારા ભાઈ પિત્રાઇઓ કરતાં બુદ્ધિબળે કે અંગબળે અને સમૃદ્ધિએ કંઇ ચડતા નથી. છતાં તમારી પાસેથી પૈઠણ લે લે કરે. તેને તમે ચડતા માનો છો અને વગર પૈઠણે માત્ર પલ્લાથી કે ગાંડવા ખર્ચ આપીને તમારી કન્યાઓ લેઈ જાય. અથવા તમારા કુટુંબમાં જે કંન્યા રૂપીઆ લઇને, યા મફ્ત આપે તેમને તમે હલકા માનો છો ! ! કોશેટાના કીડાને પોતે પોતાની જાતેજ રચેલો કોશેટો પ્રતિબંધન રૂપ છે. તેમજ તમને તમારી જ કૃતિ પ્રતિબંધક છે. જેમ ખડાયતાનો ગોર હોય તે જો યજમાનને ગાળો ન ભાંડે તો તે ખડાયતો કહે કે આતો ખરો ગોર નહિ હોય. જેમ એક ગામડામાં જઇ કોઈ નવો આવેલો ફોજદાર જુસ્સાથી બોલીને તોર દર્શાવે નહિ, અથવા મિજાજ ના કરે તો તે ગામડીઆ ધારે કે આ કોઇ ખરેખરા ફોજ-

દાર નથી. ખરા ફોજદારનો તો રોફજ જૂદો હોય. જેમ માથામાં અંકુશ ઠોકયા વગર હાથી ગાંઠે નહિં તેમ એવા અંકુશ ઠોક કળી-આણ વગર તમે પણ પ્રેમાનંદ કાકા કયાં વશ થાઓ એવા છો. ?

**પ્રેમાનંદ**—એ ખરૂં પણ ત્રણ ચાર પેઢીથી અમારા ઘરનું ખર્ચજ જુદું છે. અમારી વાત કળીઆણો જાણે છે. અમારી દીકરીના લગ્નમાં જમતી જાનના ઝપાટા વખતે ઠાવકા કળીઆણના મોંઢાથી તમે અમારાં વખાણ સાંભળ્યાં હોયતો, તમને ખબર પડે કે અમે અમારા જથાગાં અમારા બધા ભાઈ પિત્રાઇઓ કરતાં કેવા ચઢતા છીએ ? અમારા પેંગડામાં કોનાથી પગ ઘલાય એવો છે અમને તે કળીઆણો બૂજ વાગા (કદરદાન) છે. તેથી કહે છે કે આમનું ઘર તો અસલથી આફ્લાતુન છે. ધનંતર છે. ત્રિગંગળજી, વેદચરણજીના વખતથી એમનાં ખર્ચો જૂદાં છે એ ઘર તે ઘર ! એમની કંન્યાઓ મોટા મોટા ઐરાવતે ઐરાવત લેઈ ગયા છે. ।

**સત્યશ્ર શર્મા**—જો કળીઆણો 'તથા કહેવાતા ગૃહસ્થો' એ વખાણ ખરા અંતઃકરણથી તથા ખરાંજ કરતા હોય, અને તમારૂં ઘર જો ધનંતર હોય તો; એ એમની દીકરીઓ; તમારામાં આટલી બધી ગાતબરી વિવેક અને નાતમાં તમે ખર્ચ કરનારા છતાં; તમારા દીકરાઓને કેમ આપતા નથી ? અને એમના જથામાં ગરીબ હાલતના તથા કઢંગા લોકોને પણ આપે છે. એટલે એમણે આટલામાં કંન્યા અપાય એવું પ્રથમથી કહેલું કરતીમ કંડાળુ તે ઊલંઘતા નથી અને ભલે કાગડાભાઇ ભલે તમારો સ્વર ઘણો સારો છે. માટે ગાયન કરો. એવું કહી મોઢાની પુરી પડાવી લે છે.

**પ્રેમાનંદ**--અમને તે કંન્યા શેના આપે? પણ તેમનામાંનો જો કોઇ કળીઆણુ ગરીબ થઇ ગયેલો હોય તો, અમારામાંના કોઇને દીકરી આપે. પણ તેને રૂપીઆ દેઇને રાજી કરવો પડે છે. કેમકે તે વખતે તેના ભાઇ પિત્રાઈઓ તેને નિંદે છે, કે પ્રેમાનંદનું ધરતો ઊતરતું તેમાં કળીઆણે કન્યા આપી તે ખોટું કર્યું એ પ્રેમાનંદ તે શી વર્ણમાં. અહીં કંન્યા આપવાનો એનો ધાટ નહિ.

**સત્યજ્ઞ૦**--ત્યારે તમે રૂપીઆ લીધા વગર તેગને શીદ આપો છો.

**પ્રેમાનંદ**--અમે તે વળી દીકરીનાં પૈસા લેવાય કે? આબરૂ ના જાય કે? લોકો કહે છે કે કંન્યાવિક્રયનું મહા પાપ છે.

**સત્યજ્ઞ શર્મા**--ત્યારે તમે વિક્રય કરાવો છો શીદ? વિક્રય એટલે વેચાણ, કરવું એ પાપ હોયતો વિક્રય કરાવવો એ મદદગારીનું પાપ નહિં? કાતર કાપે નહિં તો સોયને સાંધવાનું શું? તમે ક્રય કરનારા (ખરીદનારા) રૂપીઆ આપો છો શીદ? આપનાર ના આપે તો લેનાર શું લે? ચોરી ઠગાઇ વિશ્વાસઘાત એ કૃત્ય કરવાં એ ગુનોહ છે તો એ કૃત્ય કરાવવાં એ પણ સરખોજ ગુનોહ છે. ચોરી કે ઠગાઇ ખોટી છે તો પાંચનીએ ચોરી ખોટી છે. પાંચસેંનીએ ખોટી છે. અને પચીસ હજારની ચોરીએ ખોટી છે. અને તેની મદદગારી પણ ખોટી છે. આર્યવર્ય સુજ્ઞ મહાશય પોતાની એક સ્મૃતીમાં કહે છે કેઃ-

## શ્લોક.

**कन्याविक्रय कार्येण, क्रयीच विकयी स्तथाः**
**द्रष्टा, सहायक, पुरोहित, नृप सह सर्वे दोषित.**

તેમ વિક્રય ખોટો હોય તો તેનો ક્રય પણ સરખોજ ખોટો છે. એટલે સો રૂપીઆ ખર્ચીને કંન્યા મેળવનાર પણ ખોટો છે પાંચ આપીને મેળવનાર પણ ખોટો છે. પાંચસેં આપીને મેળવનાર પણ ખોટો છે. પાણી એ ખપની વસ્તુ છે તેથી સરોવર કે નદી તટે જ્યાં વગર ખોદાણે પાણી મળે છે ત્યાંના લોકો ખોદાણ કરતાજ નથી. પાંચ હાથ ખોદે પાણી નીકળે છે ત્યાંના લોક પાંચ હાથ ખોદી પાણી મેળવે છે. પચીસ ગજ ખોદે પાંણી નીકળે છે ત્યાં પચીસ ગજ ખોદી પાણી મેળવે છે અને મારવાડના કે સહરાના રણમાં સો દોઢસો ગજ ખોધા વગર પાણી નીકળતું નથી. ત્યાંના લોક તેટલું ખોદીને પણ પાણી મેળવે છે. પાણી જ્યાં મફત મળે છે ત્યાંના લોકો કાંઇ ખર્ચતા નથી. બારેજડી જેવા કોઇ સ્ટેશન ઉપર પૈસો ખર્ચે પાણી મળે છે, તો પૈસો ખરચી લેવું પડે છે તેજ પાણી પાલી જેવા કોઇ સ્ટેશન પર સ્ટેશનથી દૂર કોઇ સાહેબનો મુકામ પડયો હોય ત્યાં તંબુએ આપણે મંગાવી પીવું હોય તો, લોટા પાણીના બે આના પણ ખર્ચવા પડે છે અને મારવાડના રણમાં પચીસ રૂપીઆ ખરચી પાણી મેળવવું પડે તો પણ મેળવીએ. આફ્રીકાના સહરાના રણમાં આપણે તરસ્યા થયા હોઇએ. અને ત્રણસેં કે ચારસેંની ઉતરી આપ્યા વગર પાણી મળતું ન હોય; અને આપણી પાસે જો ઉતરીનો

સોનાનો દાગીનો હોય તો તે આપીને પણ ખશેર પાણી લેવું પડે. તેમ જેને જેટલું ખર્ચે કંન્યા મળે છે. તે બીચારાઓ જો શક્તીમાન હોય છે તો, તેટલું ખર્ચીને પણ કંન્યા, મેળવે છે. પરમેશ્વરને જે ચીજો મફતની કરવી હોય છે, તે ચીજોની પુષ્કળ છત કરે છે તથા દરેકને તે મેળવે છે. સૂર્યનો પ્રકાશ તથા ઊષ્ણુતા ઘણુાંજ કીંમતી છે; છતાં તે મફત મળે છે માટે તે સારૂ કોઈ દ્રવ્ય ખર્ચતું નથી. પણુ રાત્રે તાપવાનાં લાકડાં તો પૈસા ખર્ચીને મેળવવાં પડે છે, કીટસન લાઇટના રાત્રે અજવાળા માટે પાંચ કે સાત રૂપીઆ ખર્ચવા પડે છે. મીણુબત્તીના અજવાળા માટે પણુ આનો બે આના ખર્ચવાજ પડે છે. પૈસા આપીને પરણુનાર લોકો કાંઇ બધાજ નાલાયક હોય છે એમ હોતું નથી. કેટલીક ફેરેતો પૈઠણુ આપીને મેળવેલા વર કરતાં પણુ અંગબળે, મનોબળે, તથા સંપત્તીએ પૈસા આપીને પરણુનાર; ચઢતા હોય છે.

* * * * *

મહાલય જેવા ભવ્ય મકાનમાં રહેનાર તથા સંપૂર્ણુ સ્મૃદ્ધિ સંપન્ન, રાજનગરની શહેર સુધારા સમાજના પ્રમુખ, આર્યવર્ય નૃપમંત્રિ નર રત્નને પણુ; વીસ હજાર મુંબાઇગરાથી ઓછા નહિં તેટલા રૂપીઆ આપીને જ્યાં પતિ મેળવવી પડી હોય ! આર્યાવર્ત્તના અગ્રગણ્ય ધર્માચાર્યો જેવા પવિત્ર, સુજ્ઞ, શ્રીયુત્, યુવક મહાશયો પણુ જ્યાં મ્હોટી મ્હોટી રકમ (સાત આઠ હજારથી ઓછી નહિ)આપી કંન્યા મેળવતા હોય (ભટીયાજીકી કંન્યાકા સાત હજાર રૂપીઆ મહાપ્રભુજીકુ આ સાલ દેના પડયા હે ! ) દેશી રાજ્યના દીવાન

બહાદુર કે રાવબહાદુરના યુવાન અને દુષણ રહિત દીકરાને પણ પૈઠણ ભરી કંન્યા લાવવી પડતી હોય. મહારૂદ્ર કે વિષ્ણુંયાગ કરનાર; અમુક શંકરભાઇના દીકરાને પણ પૈસા ભર્યા વગર કંન્યા ના મળતી હોય; મ્હોટા શહેરનું મહાજન જમાડનાર મલૂકચંદભાઇ પણ પૈઠણ ભર્યા વગર પતિન મેળવી શકતા ન હોય. નવે ગામ જમાડનાર નારણભાઇ પણ પૈસા ખર્ચીને કંન્યા મેળવતા હોય. પકવાનની નાત કરનાર પંડયાજીને પણ કંન્યાના પૈસા ભરવા પડતા હોય તે સ્થાનમાં કંન્યાને પૈસા આપી મેળવવી (ક્રયથી મેળવવી) તે દુષણરૂપ શેનું ગણાય ? અને ગણાતું હોય તો પણ તેનો થોડાક જણના હાથમાં ઇલાજ શો ? ત્યાંતો માત્ર એટલુંજ ગણાય કે અમુક કુટું-બમાંથી કંન્યા મેળવતાં આટલી રકમની પૈઠણ ભરવીજ પડે એવો સાધારણ અને નાતમાન્ય રીવાજ છે.

* * * * *

ધારો કે એક માણસે પોતે કંન્યાના પૈસા લીધા પણ પોતે જે રકમ લીધી. તેના કરતાં આઠકે દશ ગણી પૂજીવાળો યુવાન તથા ભણેલો વર જોઇને પૈસા લીધા. અથવા પોતે લીધેલા પૈસાથી વરના બાપની મુડી તુલ્ય થતી ન હોય; માત્ર વરના બાપની એક બે વરસની વાર્ષીક આવકથીજ એ વર પાસેથી લીધેલા પૈસા વસુલ થઈ જાય એવું હોય; તોએ તેણે ખોટું કર્યું અને ખોટી કીર્ત્તીના લોભથી કે બીજા કોઇ પ્રકારના અજ્ઞાનથી, કઢંગા કે ગરીબ અને નાલાયકને મફત કે પૈસા આપીને કંન્યા આપી તેણે પોતાની સંતતીના હિતમાં સારૂં કર્યું; એવું નિષ્પક્ષપાતી તટસ્થ સમજુ શી રીતે કહી શકે ?

પ્રેમાનંદ--કંન્યાના પૈસા પેઢીઓ ગતથી ભરતા આવેલા તે ના આપીએ તો અમને કંન્યા આપે કોણ? અને અમે પૈસા ના આપીએ તો બીજો અગારા જેવો પૈસા આપીને તે કંન્યા લેઇ જાય, કનક અને કંન્યાના ધરાક કેટલા લાયક; લલનાઓ સૃષ્ટિ ઉપરનું સ્વર્ગ છે, મનોહર માનનીઓ મહોરોથી પણ મોંઘીઓ છે; રૂપીઆ એ રૂપના કીંકર છે; એટલે અમને કંન્યાના પૈસા આપનારને પાપ બાપ કાંઇ નહિ અમને પાપ કહેનારની પત્તર રગડી નાંખીએ. લાયક સ્ત્રીએ પુરૂષનો અમુલ્ય ખજાનો છે. તનદુરસ્ત તથા કાંન્તીમાન અને સદાચારી વફાદાર સ્ત્રીએ પુરૂષનો હમેશનો હીતકર મિત્ર છે. ના લાયક સ્ત્રી એટલે રોગીષ્ટ, દુરાચરણી, મિજાજી કે અપ્રમાણીક સ્ત્રી મફત પરણવા પામતા હોઇએ કે એવી નાલાયક સ્ત્રીને પરણ્યાથી મોટો વારસો આપણને ઊતરતો હોય કે મોટી રકમની પૈઠણ મળતી હોય; તો પણ તે નાલાયક સ્ત્રી કામની નથી. અને લાયક સ્ત્રી આપણા શરીર સદન તથા સંતતીની સર્વોતકૃષ્ટ ઊન્નતીનુ અદ્ધીતીય સાધન છે. લાયક સ્ત્રીથી પ્રાપ્ત થતા સુખને મુકાબલે પૈસાનું, પદવીનું અને પ્રજાથી પ્રાપ્ત થતું સુખ ગૌણુ એટલે હલકુ છે. એવું વિદ્વાનો કહે છે, તેથી લાયક સ્ત્રીઓ એ કાંઇ ઓછી કીંમતી વસ્તુ નથી. અને કીંમતી વસ્તુને તેની યોગ્યતાના પ્રમાણમાં કીંમત આપી મેળવવી, કે તેની યોગ્યતાના પ્રમાણમાં ખર્ચ કરી તે વસ્તુને સાચવી રાખવી એમાં પાપ શી રીતે આવી જાય? તોપણ અમે તો અમારી પુંજીના એક ચતુર્થાંશ કરતાં વધારે રકમ પરણવામાં ખર્ચવી જ નહીં આવો વહીવટ રાખ્યો છે. કોઇ લાયક વસ્તુને નાલાયક સખસ ગજા ઉપરાંત ખર્ચ કરી લે. તેથી તે ખુવાર થાય, તેથી

તે વસ્તુની યોગ્યતા કાંઇ ખરી રીતે ઘટતી નથી. એક રોજની આઠશેર ચંદીવાળા ઘોડાને એક ગરીબ ખરીદીને પોતાને ઘેર બાંધે. પછી તે ખુવાર થાય. તેથી કીંમતી આરબી ઘોડાની યોગ્યતા ઘટતી નથી. એક લાખ રૂપીઆના મહાલયને (મહેલને) એક પોણા લાખની પુંજીવાળો શાહુકાર ખરીદે અને તેમાં રહે. પછી તે કરજદાર થઇ જાય તથા ભુખે મરે. તેથી લાખેણા મહેલની યોગ્યતા ઘટતી નથી. એક હજારની હીરાની વીંટીને, એક હજારનીજ માત્ર બધી થઇને પુંજી હોય એવો સખસ ખરીદે પછી તે અન્ન વસ્ત્ર વિનાનો નાગો ભુખ્યો ફરે; તેથી કાંઇ હીરાની વીંટીની કીંમત નથી એમ કહેવાય નહીં. તેમ લાયક સ્ત્રીઓ મેળવવામાં માણસે પોતાની પુંજીનો ¼ ભાગજ બહુ તારે કાઢવો જોઇએ; તેને બદલે સર્વસ્વ આપીને સ્ત્રી મેળવનાર પછી દુઃખી થાય તેથી કાંઇ લાયક સ્ત્રીની કીંમત ઘટતી નથી. અને અમે તો પરમેશ્વર પ્રતાપે પૈશાદાર છીએ તેથી પૈસા ખર્ચી લાયક સ્ત્રીઓ લાવીએ છીએ તેમાં અમને પાપ શેનું લાગે અને પાપને બહાને આપ હમને લાયક સ્ત્રીઓ મેળવતાં કેમ ભડકાવો છો ?

અને અમે સારા સારા પૈસાદાર તથા વજા વાળા ખરચખુટણ કરનાર પૈશા આપનારા. એટલે રૂઢીને લીધે અમારે નાંનમ શાંની અને શરમાવાનુ શું ? સીંધમાં મોટા મોટા અમારો પણ ગધાડે બેસતા હોય, ત્યાં ગધાડે બેસવાની નાનમ શાની ?

પણ અમારી પેઢીમાં ચાર પાંચ પેઢીથી કોઇ વખત કંન્યાવિક્રય થયો નથી એટલે અમે કંન્યાવિક્રય કરનારા કરતાં ચઢતા કેમ નહી ?

આ વાત ચાલે છે એટલામાં સુબોધ ચંદ્રશર્મા કરીને એક M. A. L. L. B. જે સત્યજ્ઞશર્માનો મીત્ર હતો. તથા મોહમયી નગરીની એક કોર્ટમાં ન્યાયાધીશ હતો. તથા હાજરજવાબી અને પ્રવીણ વક્તા હતો. તથા સ્વતંત્ર વીચારનો કુશળ રાજદ્વારી કાબેલ ગ્રહસ્થ હતો; તે આવ્યો. અને આ વાત સાંભળતો હતો ને તેને આ વાત પ્રેમાનંદે પુછવાથી તેણે કહ્યું.

**સુબોધ ચંદ્રશર્મા:**--કન્યાના વડીલને રૂપીઆ આપીને મેળવેલી કન્યા એ વિક્રીત સ્ત્રી એટલે વેચાંણ રાખેલી સ્ત્રી થઈ જતી હોય તો, તમો પૈકી જેઓના પિતા રૂપીઆ પાંચથી તે પચીસ હજાર સુધી; પણ રૂપીઆની રકમ આપીને પરણ્યા હોય. તેઓ વિક્રીત સ્ત્રીના પુત્ર, એટલે. વેચાંણ રાખવામાં આવેલી અર્થાત ગુલામડી સ્ત્રીઓના પુત્ર છે; એમ આપણે કેહેવું પડશે. અને ગુલામડી સ્ત્રીઓના જે પુત્રો તે પણ ન્યાયસર તો ગુલામજ ગણવા જોઇએ.

**પ્રેમાનંદ**--ના એમતો અમારા બાપ પૈસા આપીને પરણેલા માટે અમે કંઇ ગુલામડીનાં સંતાન નહીજ અમને ગુલામડીના સંતાન કેહેનારની પત્તર રગડી નાંખીએ.

**સુબોધચંદ્ર શર્મા**--મીસ્તર પ્રેમાનંદભાઇ માણસનું વેચાણ તો બ્રિટીશ રાજ્યમાં બીલકુલ થતુંજ નથી. અને થતુ હોય તો વેચાણ રાખનાર, તથા વેચાણ આપનારને, કાયદો તથા સરકાર હીંદુસ્થાનના પેનલકોડની કલમ ૩૭૦ પ્રમાણે સજા કર્યા વગર છો-

જ નહીં. તેથી હાલ લોકો જેને કંન્યાવિક્રય કહે છે, તે ખરેખરી રીતે વિક્રય નથી. તેમજ વરાવક્રય કહે છે, તે પણ કંઇ વરનું વેચાણ નથી. હાલ કેહેવાતા ક્રય (ખરીદી) રૂપે જે નાંણાં કંન્યા મેળવનારને કાઢવાં પડે છે, તે મીથ્યા કુળાભીમાનને લીધેજ છે. કેમકે બીજી બધી રીતે ( એટલે બુદ્ધી સ્મૃદ્ધી તથા કાંન્તિથી ) કંન્યા આપવા લાયક વર હોય, તોપણ કહેવાતા હલકા કુળમાં કંન્યા આપ્યા બદલ જે તીરસ્કાર, કુળાભીમાની કુથલીખોરો તરફથી કંન્યા આપનારને વેઠવો પડે છે; જે અપકીર્તી કન્યા આપનારને ઓઢીવાં કરી જવી પડે છેઃ તે બદલની ઝાહેર હીંમતનાં એ નાણાં કંન્યા તરફનાને વર તરફના ભરતીઆઓ આપે છે.

જ્યાં એવું કુળાભીમાન નથી ત્યાં ખડાયતા વણીક આદી જ્ઞાતિમાં કંન્યાની અછતને લીધે ગરજે આકરો ભાવ આપવો પડે છે.

વર કે કંન્યાને, પૈઠણ લેઇને પરણાવેલાં હોય, તેમનાં વડીલ પાસેથી એ પૈઠણની ઉપજને; તે સાલની એક પ્રકારની આવક ગણી; તે ઉપર ઇનકમ ટેક્ષ લેવો એવો, બ્રિટીશ રાજ્યના ઇનકમ ટાક્ષ ડીપાર્ટમેંટે ગવરમેંટના રેઝોલ્યુશન પ્રમાણે ઠરાવ સરકારે રાખ્યો હતો તે વખતનાં ટાક્ષનાં પત્રકોમાં પણ કંન્યાની પૈઠણ રૂ૦ (આટલા) અથવા વરની પૈઠણ રૂ૦ (આટલા) આવું લખવાનો વહીવટ રાખ્યો હતો પણ ઉપર જણાવેલા ખરા કારણસર તે ટેક્ષનાં પત્રકમાં કંન્યા કે વરવિક્રય આવા શબ્દો લખી શકાતા નોહોતા. પણ કંન્યાની પૈઠણ લેનારને પોતાનો વર પરણાવતી વખતે પૈસા એસતા હોય છે. અને વરની પૈઠણ લેનારને કંન્યા પરણાવતી વખતે

પૈઠણુ આપવાની હોય છે. તેથી આ પૈઠણુની પધતી વાસ્તવીક રીતે કોઇને લાભકારક નથી. તથા આ પૈઠણુની આવક એ મહેનત મજુરી કે હુન્નર કારીગરીથી મેળવેલી, આવક જેવી ખરેખર આવક નથી. આમ ગણી સરકારના ડાહ્યા અમલદારોએ તે ઉપર ઇનટેક્ષ લેવો વ્યાજબી ધાર્યો નહીં. તેથી તે કોઇ પણુ પ્રકારની લગ્નની પૈઠણુ ઉપર ટેક્ષ નહી લેવું એવો બ્રિટિશ ગવરમેંટે રેઝોલ્યુશન (ઠરાવ) કર્યો.

કેટલીક વખત પૈસા લેઇને કંન્યા આપનાર લોકોએ મેળવેલા વર કોઇ કોઈ પ્રકારના દોષવાલા હોય છે, પણુ તેવા દોષવાળાવર, પૈશા લીધા વગર મફત કંન્યા પરણાવનાર, કે કંન્યાની પૈઠણ ખર્ચીને પરણાવનારને પણ. મેળવતા દેખીએ છીએ કેમકે, જ્ઞાતી બંધનની સંકડામણને લીધે જેમ તમામ પાડા હોય તેમાંથી ભેંશ પરખવી પડે, તેમ મફત પરણાવનારને પણુ કરવું પડે છે અને પૈસા લેઇને પરણાવનારને પણુ કરવું પડે છે.

પ્રેમાનંદ--તમારી વાત સ્વતંત્ર અક્કલે સવીસ્તર સકારણુ ધ્યાનમાં લેઇએ તો તે ખોટી છે; એમ અગારાથી કહી શકાય નહીં. પણુ મોજો તો માંધીઓ, અને ફજેતીઓ સાંધીઓ, તેમ સારા કળીઆણોના વર કંઇ મફત કોઇની કંન્યા પરણે કે ? આમારા હીંદુમાંજ લાયકવરની પૈઠણુ ભરવાનો ચાલ છે એટલું જ નહીં, પણુ પારશીઓગાં પણુ સારા કળીઆંણ કુટુંબના વરની પૈઠણુ બદલ હજારો રૂપીઆની રકમ પૈઠવી પડે છે.

**સુબોધચંદ્ર શર્મા**--વરે શૃંગારીક સુખની અપેક્ષાથી, તથા પરમાર્થીક સુખની અભિલાષાથી, સુમતી પ્રાપ્ત, સૌંદર્ય સંપન્ન લાવ-

ણ્યમયી કંન્યાનું પાણીગ્રહણ ( હસ્તમેળાપ ) દ્રવ્ય લોભરહીત પણે કરવું જોઇએ, અથવા દંપતીનાં માતા પીતાએ, દ્રવ્ય લોભથી રહીતપણે, તેવાં લાયક જોડાંમાં વરકંન્યાને જોડવાં જોઇએ, તેને બદલે પ્રથમથી પૈઠવામાં આવેકે આટલા રૂપૈઆ પૈઠણના આપો; તોજ હમારો દીકરો તમારી કંન્યા પરણશે. આ પ્રકારનાં લગ્ન એ આર્ય લગ્ન નથી, પણ પરાણે, પાલવે વળગાડવામાં આવતી નાર લગ્ન છે, અને સામાની પૈઠણની માગણી સ્વીકારી, તેનો દીકરો વર તરીકે લાવનાર, ભરતીઆઓ પોતાને હાથે અને પોતાનીજ કૃતીથી હલકા પડે છે. દરેક નાતના કેહેવાતા કળીઆણો તેગને ઘણીજ કંન્યાઓ સેહેજમાં મળતી હોવાથી કંન્યાની દરકાર રહીત હોય છે.

જેમ ઉદાર પુરૂષો આશ્રયપાત્ર મનુષ્યોને દાન કરે છે, તેમ જો તમે માતબર હોતો ગમે તેટલાં, કીંમતી વસ્ત્રાભુષણ કે રોકડ દ્રવ્ય, કંન્યાદાન વખતે તમારી દીકરી કે જમાઇને તમારા ઔદાર્યની ખાતર દાનમાં અર્પણ કરો; તો તેનો કંઇ અમે પ્રતીબંધ કરતા નથી. કે ખોટુ કહેતા નથી પણ. આટલા રૂપૈઆ પૈઠણના આપો તોજ આ ચઢતા ઘરનો વર તમારી ઊતરતા કુળવાળાની કંન્યા પરણશે. આ પ્રકારની પૈઠણની પદ્ધતીને તો ખોટીજ માનવી પડે છે.

**સત્યજ્ઞ:**—હર્બટ સ્પેન્સર નામના ફીલોસોફરે પોતાના*નિતિ સિદ્ધાંત ગ્રંથમાં વિવાહીક નિતીના સંબંધમાં પાને ૩૩૯ મે જણાવ્યું

* ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની. શેઠ. હરીવલ્લભ. ગ્રંથમાળાનો ગ્રંથ નંબર. ૧૬ જુઓ !

છે કે યુરોપના ઊત્તર ભાગમાં એટથાક નામના પ્રદેશમાં ફીનીશ જાતના લોકોમાં કુમારીકાને તેના બાપને ઘેર સંતતી થયા પછી તેનામાં વંધ્યત્વનો દોષ નથી અને તે સંતતી પ્રદ કંન્યા છે એમ પ્રત્યક્ષ સીદ્ધ થયા પછી ત્યાંના લોકો સંતતી પ્રાપ્ત કુમારીકાને વધારે ખુશીથી પરણે છે. એવો ત્યાં રીવાજ છે. ત્યાંના ફીનીશ લોકોને જેમ એ રીવાજ લજ્જાસ્પદ લાગતો નથી તેમ તમને પણ આ રૂપીઆ ખરચી કંન્યા લાવવાનો રીવાજ લજ્જાસ્પદ લાગતો નથી.

**સત્યજ્ઞ:**—પણ વારૂ ત્યારે પ્રેમાનંદકાકા. બંન્ને પાસા પૈકી ગમે તે એકના પૈસા જેને લેવા હોય એટલે કંન્યાની પૈઠણ લેઇ ગજવું ભરવું હોય, કે વરની પૈઠણ લઇ ગજવું ભરવું હોય; તે બંન્નેને તમારા જથામાંથી ટાળી મુકો. અને વર કે કંન્યાનું જેને એકેનું લેવુંએ નથી અને દેવુંએ નથી એવો એક જુદોજ જથો બરોબરીઆનો બાંધોતો શું ખોટું ? કેમકે આખી નાત સુધારો કરે તેના કરતાં તમને જેને અડચણ હોય તેજ પોતાની હરકત ટાળો તો શું ખોટું ? છાતી ઉપર પડેલું બોર ઊંટવાળાને કહી તેને ઊંટપરથી ઊતારી પોતાની છાતીમાં નાંખવાનું કહેવા કરતાં તમે જાતે તમારે હાથે મોંઢામાં નાંખો તો ખોટું ? કેમકે જેને તેણે મસોતું ઝાલવાનું છે. તડકે પગે બળતાએ જોડો પહેરવાનો છે. છાંયડે ઊભેલાને પગે જોડા ના હોય તોએ ચાલે માટે તમે તમારા બરોબરીઆનો; જેને કંન્યા કે વરનું કશુંએ લેવું દેવું નથી તેવો જથો બાંધો તો શું ખોટું ? તથા દીકરીની પૈઠણ આપી પોતાને મોટા ભા મનાવનારનાં વખાણ કરવાની વાત વેગળી હાંકી કાઢો તો શું ખોટું ?

**પ્રેમાનંદ**—એવું થાય કે? અમે તે ઊતરતાગાં કંન્યા આ-પીએ કે? ત્રણુ ચાર પેઢીથી અમે કરેલાં ખર્ચો બધાં ભુશી નાંખીએ કે? અમે એ સરખા અને એ ત્રણુ પેઢીથી દીકરીની પૈરણનું કશુ ખચ ના કર્યું હોય તે એ સરખા, એવું તે થવા દેવાય કે? ખરી પહેરામણી જેની ઊપજતી હોય એવા વિના બીજાને કંન્યા અપાય કે? અમારા દીકરા માટે કંન્યા લાવતાં પૈસા બેસે છે તેમાં શું થયું. અને દીકરા કદી કુંવારા રહે તોયે શું થયું. પણ અમે તો સારૂં એટલે દાવકા લોકમાં અમારાં વખાણુ થાય એવું જ કરનારા. શું? ઘરડીઆ ગાંડા હશે કે પ્રથગથીજ એવું કરતા આવ્યા છે, અગારા ઘરમાં અગારા દીકરાની મા છે તે બહુ કસવાળી છે તે પણુ કહે છે કે,—કુળ વગર કંન્યા તે અપાતી હશે કે?

**સત્યજ્ઞ શર્મા**:—

### દોહરા.

કળીઆણુ શ્રૃષ્ટી બાગમાં, છે ગુલાબનો છોડ;
છે શું પાકા થોરીઆ, ભરતીઆ લોક લપોડ. ૧
કળીઅણુ ગાંધી હાટ છે, ઇલાયચી અખરોડ;
કાળીંજીરી કે કૌચ છે, ભરતીઆ લોક લપોડ. ૨
કળીયણુ પંખી પ્રદર્શને, છે પોપટની જોડ;
કપોત કે શું કાગ છે, ભરતીઆ લોક લપોડ. ૩
કળીયણુ ડોશી હાટ છે, ગશરૂ કે કીનખાબ,
છે શું ભરતીઆ તાપડાં, આપ તણે ઇનસાફ. ૪

કેસર કે કસ્તુરી છે, કળીઅણુ સઘળા લોક;
લસણુ કુંગળી ગાજરો, ભરતીઆ થોકે થોક. ૫
કળીયણુ છે શું વાહને, ઐરાવત સમ આપ;
ખરેખરા ખર * ભરતીઆ, પોલમપોલ પ્રતાપ. ૬
કુળીયણુ ધન ભંડારમાં, સાચી સુવર્ણ મહોર,
પીતળ પૈસા ભરતીઆ, આપ તણે મત ઓર. ૭
કુળીયણુ છે શું જનાવરે, સત્ય પરાક્રમી શીંહ;
શિયાળ સ્વાનો ભરતીઆ, ચોદીશ પાડે ચીસ. ૮
કળીયણુ છે આભૂષણે, હીરા મોતી ઝવેર;
આકીક મોતી ગીણીયાં, ટકે ભરતીઆ તેર. ૯
કળીયણ શ્રૃષ્ટી સરોવરે, છે સારસ કે હંસ;
ભરતીઆ બગલાં બાપડાં. કરે વંશ વિધ્વંશ+ ૧૦
એમ ન હોય તો ભરતીઆ, કનક સહીત કંન્યાય;
અર્પણુ કરી કળીઆણુને, મનમાં કયમ મકલાય. ૧૧
તમને તે હલકા ગણે, સ્વલ્પ ન સમાન ભાવ;
તોપણુ કળીઅણુ ગૃહસ્થ છે, બડે રાવ કે રાવ. ૧૨
મોટા ભા કરી અન્યને, હાથે હલકા થાય;
જયગ પૈઠણુ અધકી દીએ, તેમ તેમ ખુશ ફુલાય. ૧૩
ભાગ્ય વિનાના ભરતીઆ, કૃત્ય કરીને એજ;
હાથે કરી હલકા પડે, દેખો દ્રષ્ટીએજ. ૧૪
પરણાવતાં નીજ પુત્રીને, પૈઠણુ માગી દે;

---

* ગધાડા. + નાશ.

પુત્ર લગનમાં પણ કહે, અમુક રકમ તુ લે. ૧૫
ગાન્યું પાડે પટેલને, ભય વિણ સુખે ફરેશ;
વાડો તજી વનને વિષે, પણ ત્યાં પ્રાણ તજેશ. ૧૬
જાણ્યું જ્વર વાળે જને, ઘીથી તાવ હરેશ;
નારણજી પંડીત કહે, પણ જ્વર દ્વીગુણ કરેશ. ૧૭
ચુનો કાળો માનીઓ, સફેત માની મેશ;
કવિ બુલાખીરામ કહે, ચક્ષુ દોષ વિશેશ. ૧૮
પોપટ હોય તો પઢી શકે, કાગ પઢે નહીં લેશ;
સત્ય સાર સમજી શકે, બાલકૃષ્ણ જન એશ. ૧૯
ખેતર ખેડાઇ શકે, ડુંગર શું ખેડેશ;
મુર્ખ ન સમજે મન વિષે, કહે દલપત તજ કલેષ. ૨૦
બુદ્ધી વગરના બાવરા, બાહુક શું બોધેશ;
દેસાઇ નાથાલાલ કહે, ગહુધે વશી હશી લેશ. ૨૧
ગાની બેઠા મુરખા, અક્કલથી બડી ભેંશ;
સોમેશ્વર જોશી કહે, નીર્ણય બદલાવેશ. ૨૨

**સત્યજ્ઞશર્મા**—પ્રેમાનંદ કાકા આપને કળીયગોની વર્તણુંકથી સંતોષ મળ્યો છે કે અસંતોષ ?

પ્રેમાનંદનો પુત્ર કહે કેઃ--

## ચોપાઈ.

કળીને કેળવવા ભાઇ, કળીયગ વહોરાછો વેવાઇ;
વીતી તેને નથીં નવાઇ, જૂઓ આ ભુંગળ વિના ભવાઇ. ૧

પ્રથમતો ખુશામતો કરશે, જશો ત્યાં પાછળ પણ ફરશે;
હશીને બોલાવશે વારે, ધુતી લેવા કંન્યા માટે.
જ્યાં વર તોરણે આવ્યો, લાગ પછી પોતાનો ફાવ્યો;
બોલ મન નહીં ગમતા કહેશે, કહ્યાથી દુપટ દામ લેશે.
તમોને છટકારી નાંખી, નહીં રહે બોલ્ય કાંઇ સાંખી;
બહુ દુઃખ પુત્રીને દેશે, છોડી 'બાંમણુની' છે કહેશે.
પીએરથી લાવ જેહ જોઇએ, નથી અહીં દેનાર કોઇએ;
×હોત પર જમવા નહીં આવે, કોટીશ્વા દીનતા દર્શાવે.
જમણ ઝાઝાં એવાં છોડી, રાખશે યાદીઓ માંડી,
એમ દીન કરી ગત ઝાઝા; ખોલશે પોતાની ગાઝા.
શુભ દીન આવ્યો ઘર જાણી, બોલશે હલકી બહુ વાણી;
તમારી તનયા બહુ નાદાન, અન્યથી લાવી ગર્ભાદાન.
કેટલા વાંક સહન કરીએ, અમેતો ખોળો નહીં ભરીએ;
રાંડ એ મરશે નીજ પાપે, ગુનેગારીના શો આપે.
વહુનાં મરી ગયાં કાકી, તેમનાં રીધાં છે બાકી;
દસૈયાં પુરાં નથી કીધાં, માગીએ શીતેર તે રીધાં.
બારનો આ ધોતી જોટો, કીંમત કરતાં આવે તોટો;
આઠ તેહ બાકીના લાવો, શીતેર રીધાંના કહેવરાવો.
વેવાઇએ કર્યું ગંગા પુજન, વહુની સાસુ ગયાં દર્શન;
ચાર રૂપીઆ તે બાકી, સાસુની પગ પાંની પાકી.
ત્યારે વેવણને બોલાવ્યાં, ખાલી હાથે પાછાં આવ્યાં;

---

× અવસર.

વળી વડીઓ પાપડ કરીઆં, વેવણ તે વેળા વિસરીઆં.
જમાઇએ માશીનું સાર્યું, વેવઇએ તે નવ વિચાર્યું;
વખત એના ધોતી જોટા, તેના દશ થોડામાં થોડા.
કેટલુ આપીએ નમણું, હજુ નથી ભગાવીયુ ખમણું;
રૂપીઆ આપે બે તેના, બીજા બાકીના અબાપના.
ગળીને સવાગસેં આણે, દુઃખ જો દીકરીનું જાણે;
બસેંનું મામેરૂ લાવે, એટલુ પ્રથમથી કહેવરાવે.
બધા વાંકો અળગા કરીએ, નાત રીતે ખોળો ભરીએ;
વેવાઇને લાગે તો વરવું, અમારે કશુંએ નથી કરવું.
રાખશે દીકરી એને ઘેર, *દયા તજી કંન્યા લાવે ફેર;

## રાગ ઓખાહરણનો ઢાળ.

ભરતખંડના જે ભરતીયા, કળીયાણે તે સઊ વરતીયા.
કસણે કુટે એ દે વાક, નહીં તો જાય કળીયણનું નાક;
લોકે જસ લેવા કારણે, ઐરાવત બાંધો બારણે.
કહો ખોરાક ન માગે તેહ, કલીયણ ત્યમ ઐરાવત એહ;
કુળહીણને ઘેર કળીયણ ગયા, પૈઠણ મળે શું સુખીયા થયા.
ચીલા ચીલી પાછળ ન પુરાય, તો કલીયણ કેમ સુખીયા થાય;
મોરાતગ તેથી માગીએ, ના દેતો કંન્યા ત્યાગીએ.
બામણ નથી પગે લાગીએ, કંન્યા લેઇ ઘર ભણી ભાગીએ;
કંન્યા મળી કે સરવે મળ્યુ, ને જનમારાનું દુઃખજ ટળ્યુ.
એવું ભરતીઆ ગણે બાપડા, કલીયણ કયમ માને આપડા;

---

*दयाराम कविः—

કપટ જાળ કલીયણુની કળે, તો પછી પૈઠણુ શાની મળે,
કળીયા અમને કળીએ કર્યા, ભોગ તમારા શીદ અવતર્યા;
કળી ધર્મ કળીનું રાજ, અમ કળીયાને શાની લાજ.
કંન્યા ઘોતો કંન્યા લ્યો, નહીતો નીજ ઘર બેશી રહો;
બાકરી એગ બાંધે ભરતીયા, તો તે દેવ બને તરતીયા.
તેવું કરે તો લાજજ જાય, સાટા તેખડીયા કહેવાય;
એવું કહી અમથા નીંદીએ, ચઢતું કરત ને વંદીએ.
તેથી ભરતીઆ ખુબ ફુલાય, પાછળથી પગતો ટીંગળાય;
વિવા વખત વખાણીએ જરી, લેઇ લેવા તેની દીકરી.
ભાઇએ ભાઇગાં આ ઘર ચઢે, ઊંચી સગાઇથી આભે અડે;
એવી પ્રશંશા થોડી કરી, લેઇ લેઇએ તેની દીકરી.
પછી તો રાય તણા આગે રાય, છો દેનારનો વંશજ જાય;
તેને ઘેર તાળાં દેવાય, તેની અમને શી ચિંતાય.
પેલા ભવનાં રૂડાં કૃત્ય, તેથી તાંડવ કરીએ નૃત્ય;
પૈઠણુ સાથ કંન્યા લેઇએ, દેનાર કુટંબમાં નવ દેઇએ.
તોપણુ મુછપર લીંબુ રહે, અમને લોકો ચઢતા કહે;
(૨) શી વાત જે અએ એગને ગળ્યા, ભાંજગડીયા હમારા ભળ્યા.
(૨) તેમ તરતતો લાગીએ ગળ્યા, ત્રીવિધી તાપો જમ હોય ટળ્યા.
પછીથી ગાગીએ કયમ ન અગાપ, અમેજ સુરતના નબાબ;
લક્કડશી લાડુ ના ખાઅ, તે ગનમાં પોતે પસ્તાય.
જે લાકડશી લાડુ ખાઅ, પાછળથી તે પણુ પસ્તાય;
કલીયણુઃ—અમે વાડીનું ચંપા ઝાડ, ભરતીયા લોક અમારી વાડ.

વાવેતર અમે શેલડી, ભરતીઆ વાડ કાંકોળ રૂપ જડી;
અમેજ ગુલઅંકાવલી ફુલ, ભરતીઆ તો કુંડાની ધુળ.
ગોસાઈજી મહારાજજ અમે, સેવક સર્વ ભરતીઆ તમે;
અમેજ નૃપતિ વિક્રમ ભોજ, ભરતીઆ રૂપી હણીએ રોઝ.
એમજ પૃથુરાજ કે કરણ, ભરતીઆ રૂપી હરણીએ હરણ;
આ કવિતા કર્તા સમ વાઘ, તેને હણવા ન મળે લાગ.
સમાન ભાવ પ્રવર્તક સીંહ, તે અમ ઉપર રાખે રીસ;
તેના ઉપર હમને દ્વેષ, પણ તેના ન કપાયે કેશ.
વખાણથી ફૂંદે નવ પડે, બુદ્ધીવંત ઊલટુ બડબડે;
ભરતીઆમાં તે લાવે ભાન, શીખવાડે તેમને સ્વમાન.
પૈડણ દીધેજ હલકા પડો, સિદ્ધ કરે સિદ્ધાન્તજ ખડો;
ફુલણજી થઇ શીદને ફરો, ક્યાંથી પરણે તમ દીકરો.
જ્યાંથી કંન્યા મેળવે આપ, તમ ઘેર વંશતો તેહ પ્રતાપ;
તેની આબાદી ચિત્ત ચહો, તોજ વંશપરંપરા ટકી રહો.
તેના પ્રત્યે રાખો માન, જો તમને હોએ સુધ્ય સાન;
તેમને તો તમે હલકા ગણો, પછી શેનું વાવેતર લણો.
વિવાદની અડાવે તોપ, કુળાભીમાન કરાવે લોપ;
વષથી વિષમ કલીયણનો સંગ, વિપતો માત્ર વણસાડે અંગ.
વિષથી વંશ ન નીશદીન જાય, પુત્ર પૌત્ર કંઇ ના પીડાય;
એવું તે સમજાવે સ્પષ્ટ, દેખાડે તો દ્રષ્ટાંતો દ્રષ્ટ;
કાન વિનાનાને કરી સાન, ભરતીઆમાં તે લાવે ભાન.
કંન્યાના પણ દામ ન ઘો, જેહ મફત દે તેની લ્યો;

પૈઠણુ કરીને માગે વસુ, તો કહો કે નહીં દઇએ કશુ.
ગરજ હોયતો પુત્રી દો, નહીંતો ઘેર રાખીને રહો;
મોટું મન જો રાખો જરા, છો પરણે કોઇના દીકરા.
બીજે ઘેર કંન્યા પરણુશે, તોય મફત ત્યાં તેવું થશે;
ખુશીથી પૈડો વહુના દામ, હાથે કરી દેવરાવો ડામ.
લેનારનો નર્યો શો વાંક, કરો કાંક કરવાનું કાંક;
પછી બબડો વિક્રયમાં પાપ, પણુ ક્રયતો કરનારા આપ.
મદદગાર પુરા પાપના, ક્રય કરનારા સઊ આપના;
કાતર જો કંઇ નહીં કાપશે, સોય તો શું સાંધી આપશે.
લેનાર છો માગે ધન લાખ, કોઇ દેવા ન કરો અભીલાખ;
પછી લેનારો શું લેઇ શકે, ઠેર ઠેરથી મારે ધકે.
પણુ આતો ખુશીથી ઘો રોક, પાછળથી શો તેનો શોક;
સમાન ભાવ પ્રવર્તક સીંહ, પૈઠણુ દેનારા પર રીસ,
તેના અંતર મધ્યે ધરી, આ રીત પણુ રાખે આંતરી.
સમાન ભાવ પ્રવર્તક મિત્ર, પસંદ ન કરે આ ચરિત્ર;
તે તો પૈઠણુ ખાળે બધે, સત્ય સમજણો પાડો વદે.
ગરજે દ્રવ્ય તણો વ્યય થાય, વિક્રય દુષણુ કેમ ગણુાય;
વર માટે ઇચ્છો છો વહુ, સોધો છો ઠેકાણાં બહુ;
કારીગરી પણુ ઘટતી કરો, સગા શોભતા આગળ ધરો.
પણુ જવ મફત મળે નહીં વામ, નીરૂપાયે આપો છો દામ;
બીજા તો તમને ના બદે, અધીક અંત્રીક લેવાનું વદે.
ઓછામાં ઓછું જે વદે, તે સાથે તમ લગનજ સધે;

તેથી ઓછે તેવી નાર, કોઇ નથી હોતુ દેનાર,
ચારેજ રૂપીઆ ઘો રોકડા, થેલી છોડી ગણો થોકડા;
અમથા નથી કરતા કંઇ ન્યાલ, મુલ ખર્ચ્યાં વિણ ન મળે માલ.
ભાવ તણો છે ભગવત ધણી, બીજાથી શકતું નથી બની;
બેસે તેટલા લે બાપડા, ફુલી શીદ થાયે ફાફડા.
તો પણ હુંપદમાંથી હાથ, કાઢે નહીં ભરતીઓ સાથ;
કલીયણ:--ખરચીને દે કંન્યાદાન, તેનું ફળ આપે ભગવાન.
અમે ન કંઇ પણ ફળ આપીએ, મીથ્યા મોટાભા સ્થાપીએ;
ફળ દેવા અમે નથી અશક્ત, જાણે છે તે સઘળુ જગત.
આદરનો પ્રતિઆદર થાય, તો તે કૃત્યને ધન્ય ગણાય;
દસ કંન્યા લેઇ દેઇએ એક, એટલો પણ કરીએ વિવેક.
ભરતીઆનું એટલુ જો માન, સાચવે કળીઅણ તજી અભીમાન;
એક કંન્યા પણ મફત ન મળે, તોએ ભરતીઆ શીદને ખળે.
અમને દેતે ચઢતો ખરો, પણ તેને જો હોય દીકરો;
કોક તેને ઘેર વિવા કરો, પરણો કે કુંવારો મરો.
તેનો અમને નહીં ખરખરો, પડો નદીને ઊંડે ધરો;
મફત જેહ કંન્યા આપશે, ઉપલો ફળ એનું આપશે.
એમ કહી આંગળી ઊંચી કરે, એથી અર્થ કહો શો સરે;
અહીં પુરો અમારી આશ; મળશે તહીં વિષ્ણુની પાસ.
એવું કહી પ્રશંશા પહાડ, ચઢવી ચુરો કરીએ હાડ;
અમને ધીરો રૂપીઆ હાલ, પ્રભુને ઘેર કરીશુ ન્યાલ.
આવું કહી કોઇ માગે કરજ, કોણ સ્વીકારે તેની અરજ;

પણ આ જુઓ અમારૂં ભાગ્ય, કંન્યા દેવા ન જડે જોગ.
તેથી લોકને પાડીએ ફરજ, કંન્યા દેવા જેમને ગરજ;
અમને વહોરવા ઇચ્છા ધરે, અમ સગાને વિનતી કરે.
મેળવોને મુજને આ વર, ઠીક લાગે છે એમનું ઘર;
ત્યારે તેહ સગો બરબડે, તમથી એ વર નહીં ઉપડે.
એ વરનાં માગાં છે બહુ કરે કેમ તમ પુત્ર વહુ.
એ મેળવવા નથી તમ ગજુ, નથી ભોમીઆ પુરા હજુ;
કુલમાંથી ભાણો ઝડપાય, એવી તમને હોય ઇચ્છાય.
તો તો આ ઠેકાણે કરો, પ્રજાપતિના અશ્વજ ઠરો;
ભાઇ તમને એ ભારે પડે, નશીબદારને હાથે ચડે.
મમત મોહ ચઢાવી ઘણો, ભરતીઆને વેલણથી વણો;
એટલે ભરતીઓ પહોળો થશે, તમને ને તમને દેખશે.
ભાઇ તમારે ખોળે આજ, શિશ મુકુ રાખો મુંજ લાજ;
રૂપીઆ પંદરની પાઘડી, હું તમને આપીશ આ ઘડી.
મેળવી આપો પણ એ વર, હુંડી છે નર આગળ જર;
પૈઠણનો નહીં ગણું હીસાબ, જેમ કહેશો તમ દેઇશ અબાપ.
વજનદાર તમને ભેળવી, લેવો છે એ વર મેળવી;
બીજા બધા વરને વાંતરી, ખાઇ ગઈ વર્ષ થયાં પાંતરી.
ફક્ત કળીઆણે તે આંતરી, ભરતીઆને વાંતરી મુખ ધરી;
શી રીતે મેળવશો ફરી ? સોમેશ્વર કહે છે સુંદરી. ?

---

## વાસ્તવિક વિવાહ વિચાર.

( પુનમ ચંદની ખીલી પુરી અહીંજો--એ રાગ. )

સ્નેહી સાચુ કુળતો જ્ઞાન અને ગુણમાં રહ્યું જો; ટેક.

એ વિણ ગણજો સઘળુ આળપંપાળ. સ્નેહી સાચુ કુળતો૦
રતી મતિ ગતી પરખ્યા વિના, સતી કંન્યા અર્પાય;
મીથ્યા જશમાં મરી પડે, એજ મુર્ખના રાય.
સ્નેહી સાચુ કુળતો જ્ઞાન અને ગુણમાં રહ્યું જો. ૧
પામો નહીં અપમાનને, વેરવું પડે ન વિત્ત;
સરખે સરખા જન કરો વિવાહ વેર ને પ્રીત. સ્નેહી સાચુ૦ ૨

કુલીન ગૃહસ્થને કારણે, શીદ અફળાવો શીર;
હાથે હલકા નવ પડો, તો આપ કુલીન છો વીર.
સ્નેહી૦ ૩
વિક્રયમાં હોય પાપતો, કૃયજ પાપનો બાપ;
છતાં તમે ભુલ થાપથી કર્યો, ગણો નિષ્પાપ.
સ્નેહી સાચુ૦ ૪
પીછાંના કરવત થકી, કાષ્ટ ન કદી વહેરાય;
ભાર રહીત ત્યમ ભરતીએ, કુળનો નાશ ન થાય.
સ્નેહી સાચુ૦ ૫
ઓયાની બરછી થકી, વાત્ર નહીં વિંધાય;
ભાર રહીત ત્યમ ભરતીએ, કુળનો ધ્વંશ ન થાય.
સ્નેહી સાચુ૦ ૬
કલ્લબ કેરી તોપથી, કીલ્લો નહિં તોડાય;

ભાર રહીત ત્યમ ભરતીએ, કુળનો ધ્વંશ ન થાય.
સ્નેહી સાચુ૦ ૭

મીઠા માન્યા મરડીઆ, કદી લોકે મળી લાખ;
સાકર સમ છે સ્વાદમાં, સુજ્ઞ ન પુરે સાખ.
સ્નેહી સાચુ૦ ૮

આખા ચીન દેશે ગણ્યું, અફીણ વ્યસન ગુણકાર;
તોપણ ભુલતે ભુલ છે, સત્ય મતી અનુસાર.
સ્નેહી સાચુ૦ ૯

તેમજ ઘણા જણે ગણ્યું, કહેવાતું કૂળ સત્ય;
તોપણ તે શું સુખ કરે, પંડીત ન ખુએ પત.
સ્નેહી સાચુ૦ ૧૦

કળથી એનજીન ચાલતું, કળથી કારજ થાય;
કળથી કંન્યા મેળવે, જસ લોભી ઝંપલાય.
સ્નેહી સાચુ૦ ૧૧

કંન્યા વિક્રય જો ગણો, વર વિક્રય નહીં કેમ ?
વર દે પૈઠણ લેઇને, પછી રહ્યો ક્યાં પ્રેમ ?
સ્નેહી સાચુ૦ ૧૨

વિક્રય જનનો જો કરે, સજા કરે સરકાર;
પ્રત્યક્ષ પેનલકોડ છે, ૨૫૯૫ વિચારો યાર.
સ્નેહી સાચુ૦ ૧૩

પણ ગરજે પૈઠણ ભરે, મળવા વહુ કે વર;
તેને કેમ વિક્રય ગણે, નૃપતિ સમજુ નર.
સ્નેહી સાચુ૦ ૧૪

પક્ષે પામે પાયરી, પક્ષે મુરખ દક્ષ;
પક્ષે પામે પરણુતા, પક્ષ પક્ષને પક્ષ.

સ્નેહી સાન્યુ૦ **૧૫**

( લેખક અર્વાચીન બીરબલ. )

## કલીયણને નાતમાં શ્રેષ્ટ માનવાથી બીજાઓની હાલત.

### દોહરા

જથાર્થ ઘાટ જણાય તો, રૂદય ન ધરીએ રોષ;
અંગે કાળા આપહો, દર્પણનો શો દોષ ? ૧

### દોહરા.

કળીઆણોની ‡કળ થકી, થાય બીજા બે હાલ;
પણ ચિત્તમાં નથી ચેતતા, ખરો ન કરતા ખ્યાલ !! ૨
મુંડી રહે શકર્યા વિના, હુંડી ખાઅ ગુલાંટ;
આરબ ઘર ઊડી જતાં, વળે ચોટલી ગાંઠ * ૩
કરએલાં કરમાં રહે, સમરણ સીતારામ;
ભુંગળીઆ ભૂલા પડે, મુખથી મુખે મામ. ૪
કવાતી કડવુ મોં કરે, ખીચડી ન રૂચે પેટ,
ઘલોડીનો વેલો ઘટે, કાન પટાવે શેઠ. ૫
પત્રાળી ઊડતી ફરે. મહાજમીઆ મટલાય;
ભોલ કુટાવે ઢોલ પણ, કલીઅણ ડર ના ખાય. ૬

---

‡ યુક્તી. * અંબોડી.

સોપારી સુડી તળે, હાદુડી દીલ ગભરાય;
દીવેલીઆ ચીકટા રહે, થા મણીઆ ધુંચાય. ૭
લંકા નસીઆ લાજથી, લંકાં વઝુવા જાય;
વચ્છસીઆ વચ્છ ાગથી, મરણ ચિત્તમાં ચહાય. ૮
અર્જુન કુળના વંશજો, પુર્વજનો ધરી ટેક;
લઢવાને સામા પડે, કળીયણ મારે મેખ. ૯
ભગવા તો ડર ખાઇને, હરખડી રઝવાઇ જાય;
ગાર્ગસીઆ ગાગર ભરી, ભુ ભરવા ભચકાય. ૧૦
ખના ફરે વિજય વિના, ફના થાય બધી નાત;
જનાનખાનું જોગવે. કલીંગણુ તોયે રાત. ૧૧
બાજી બાજી ભટ તણી, પડે નહીં પોબાર;
દીટાં સઉ દીંટઇ જતાં, કોણ વિજય કરનાર. ૧૨
ચેવલી પાનજ ચાવીને, કરે હોઠ નિજ લાલ.
સાકરીઆ સાકર ખઇ, પંપાળે નીજ ગાલ. ૧૩
મીંડું તીંડુંજી તણું, બંધુકીઆનું નિશાન;
ચિત્રાણુસીઆ ચિત્ર સમ, કો ન મેળવે માન ૧૪
પાડાના પુત્રો તણે, ચઢે શીંગડે જેહ;
ભચકાએ ભૂમિ ઉપર, કચ્ચર થાએ દેહ. ૧૫
ચતુર દીસે કંઇ ચીંચીઆં, એથી ઉઘાડે આંખ;
કળે કળે તે કાપતાં, પ્રતિપક્ષીની પાંખ. ૧૬
કોક દીસે કળ ફોજમાં, કાકબ નહીં પીછાય;
પપુડી ગાજર સમ ગણે, વચલે વાંધે ધાય. ૧૭

બાવા મહેતા બોલીઆ, હવે થાય દીલ દ્વેષ;
છોડી દો સંસારને, લ્યો વેરાગી વેશ. ૧૮
સ્થીર સ્થાવર ઓભાય શીદ, થા વર ધરી ઉમેદ;
જોરી ગોરી મેળવી, ખસેડ દીલનો ખેદ. ૧૯
ગાઢ વસો જઇ[*] ગાઢીઆ, દા'ડી સહો શીદ દુઃખ,
અડાવી વાતો આડીઆ, પંડિત નથી પ્રમુખ. ૨૦
પંડયા દંડયા પ્રતિદીને, મંડયા ગતલબી લોક;
ભટ પડયા ભૂમિ ઉપર, કળે વાત તે કોક. ૨૧
બારૂ દવ એ જળનીધિ, દવે અરણ્ય વિનાશ;
*દવે પ્રજાળો કળ દવે, નહીં તો થાશો નાશ. ૨૨
રાયા રાયે નથી કહ્યું, વરનો હોય વટાવ;
ધાયા આંધ પરંપરા, કયાં લગી હજુ કુટાવ. ૨૩
પંડિત ભવ રંઢીત રહ્યા, ત્રિવેદી ઠોકે તાલ,
દીવે દિવવેદી દાઝીઆ, ઝડપી કુગરૂપ ઝાળ. ૨૪
કંન્યા નવ દે આપને, અમથા બની અમીર;
મહેતા કહેતા તેમને, વહેતા મેલો વીર. ૨૫
ધગટ ભગત બની, જગતમાં હોંસે કરતા સેવ;
કળીઅણુને તે કરગરે, તમે દેવના દેવ. ૨૬
દુહિતા અર્પે દામ સહ, સ્વાર્થે કરે નિજ કુલ;
વાહ વાહ સુણી બ્યાસ પણ, ફોગટ મારે ફુલ્ય. ૨૭

* બળતા અગ્નિમાં.

ડણુા કરીને કાષ્ટના, ડણાક રાખે ઘેર;
કળીયણને કહે લેઇ જજો, મૂજપર રાખો મહેર. ૨૮
જડ રત્નો ઝાંખાં પડે, કંન્યા ચૈતન્ય રત્ન;
મુલ રહિત તે ધુળ છે; ઘો પૈઠણુ કરી યત્ન. ૨૯
રૂષિ થાય ખુશી ખુશી, ચઢતા કરી જામાત્ર;
પૈઠણુ ભરી પરગામમાં, ધરનું ખુએ ગાત્ર. ૩૦
મેથી ભટની થાળમાં, હાથી ભટ હજુર;
નીસરણી ભટ મુકીને, કળીયણ કુદતા દુર. ૩૧
ભ્રમીત બુદ્ધિથી ભરતીઆ, કરે કાંકનું કાંક;
લે પૈઠણુ પછી પુરતી, કળીઅણનો શો વાંક ? ૩૨
કેવળ [1]નીજ કૃતીએ કરી, રહે ભરતીઆ રાંક;
ધાર્યું ધન લે પૈઠણે, કળીયણનો શો વાંક ? ૩૩
સવા શેર દઇ સામટુ લેવાને નવટાંક;
ભાન ન રાખે ભરતીઆ, કળીયણનો શો વાંક ? ૩૪
કાળે બક્ષી કોદરા સંતોષ્યા જન રંક;
તે કોદરીઆને ગણે, કોદરી ખાઉ નીશંક[2] ? ૩૫
કાંન્તિવાન કમોદીઆ, ખાતા કૂર કમોદ;
અશ્વારૂઢ અળખામણા ! મગમાલ ઠીક કે મોદ ? ૩૬
દેસાઇ ને મારત્યાં, કોણુ મુકાવા જાય;
ચાકર ઠાકર શું કરે, તગતા ભણી તણાય; ૩૭
[3]શુક સમા શુકલ બની, વદે વદાવે તેમ;

---

૧ પોતાની. ૨ નક્કી. ૩ પોપટ.

કરગરતા કળીયાણુને, હોંસેં દઇને હેમ. ૩૮

મામલત માની નહીં, બન્યા મામલતદાર;
તોયે કળીયણુનો ખમો, મહોકમ શીદને માર. ૩૯

[1]સબ જડજ છે આપનું ? હૃદય ચક્ષુને હાથ;
દઠ્ઠા સમ લઠ્ઠા દીસો, પણ ન ભીડાયે બાથ. ૪૦

દાને માને ડહાપણે, સદાય દીસે સ્વચ્છ;
દીવાન દીવા ના ગણ્યા, કળીયાણે કરી કચ્છ. ૪૧

રણ છોડે નહીં કળ તણું, રણ શીરથી છોડાય;
દૈને પૈઠણુ દો ધણી, જશ લોભે જોડાય. ૪૨

તમને તે નહિં લેખવે, બનતાં બહાદુર રાવ;
ભાઈ શંકર શંકર ભજો, [2]જામનગરમાં જાવ. ૪૩

નાથ ઘોચીને નાથજી, નાથ પરોવે નાક;
પણ સામા નવ થઇ શકે, ઘર મુળથી પડી ધાક. ૪૪

સેલત મહેતા કુલીન છે, જોશી જણવે જોર;
તમથી તે મટનાર છે, શીદ કરો છો શોર. ૪૫

પરગામી પણુ પીડથી; પામે પીડા પંડ;
પણુ હીકમતને સંપ વિણુ, કરી શકે નહી ખંડ; ૪૬

કોદરીઆ કરમાઇ જશે, કમોદીઆ કુટાય.
ભરૂચી પણુ ભચકાઇને, લાભ ખોઇ લુંટાય. ૪૭

મળીધાઇને બહુ ધાય તો, ધ્વાય કોસ દસ વીસ;
થાકી થોડા કાળમાં, તે પણુ પાડે ચીસ. ૪૮

---

૧ બધુ અચૈતન્યજ. ૨ જામ એટલે પહોરવાર શહેરમાં જાઓ.

વિણા વગાડે વન વિષે, વિણા વાળા લોક;
દો દિશ દગ્ધ બન્યું દીસે, સ્વલ્પ શમે ક્યમ શોક. ૪૯
હાથજ મૃત્યુ સમીપ જુએ, હાથજ દુઃખ નિજ દુર;
ડોક રહીત ડાકોર પણ, નિશદીન ખુએ નૂર. ૫૦
મોર ન દેખે મોરડી, શી રીતે ખુએ શોક;
કિં જરી ભાને કંઝરી, ખંજરી ઠોકે લોક. ૫૧
[1]સલુણી ખોટે સલુણુ પણ, આટા લુણમાં જાય;
નરસંઢા નપુષક નથી, તો પણ [2]ષંઢ ગનાય. ૫૨
આણંદી પંડ્યા તણી, અહીં નથી ફરતી આણ;
પૈઠણમાં પોતે વધે, પ્રતિ વર્ષે તે પાણ. ૫૩
મહુધાના દેશાઈની, અહીં નહીં નભે દવાઇ;
એમને તો ઉડાવતા, અદ્ધર જેમ હવાઇ. ૫૪
વસો તણા દવે તણો, કશો નહીં હીસાબ;
ફસે દવે તે ફંદમાં, હસે ખાઈ ભુસ થાપ. ૫૫
મેળવતાંમાં માનનોં, બહુ હોવાથી બેઠ;
દીલ મધ્યે દુભાય છે, અપવારી ઉમરેઠ. ૫૬
શોજા શોજી દીલે ચઢી, ગાંદા જેમ પીડાય;
સોજીત્રાના સો જણા, મનમાં તેમ મુઝાય; ૫૭
આણંદે જન આઠીઆ, કરતા કંઇ આનંદ;
ભોળા નહીં જે ભરતીઆ, એ ન કરે આક્રંદ. ૫૮
બરકા પાડે બાપડા, બહુ દુઃખીઆ બરકાલ;

---

૧ સુંદરી. ૨ વ્યંડળ.

જંત્ર ખોળતા જતી કને, આંકલીયા જંત્રાલ; ૫૯
મુળ મળે નહીં મુળજમાં, વડપણ નહીં વડથલ;
ડગુ ડગુ કરે ડહુસરે, કદી ત્રળતી નહીં કળ. ૬૦
ઠામ મળે નહીં થાગણે, વિનતા વિણ વણસોલ,
કાઠીઆવાડ કુટાય છે; અરડી ને વષ્ટનોલ. ૬૧
ધ્યાની નિરંતર ધરે, ધરણીશ્વરતું ધ્યાન;
મળી શકે નહીં માનની, શેનાં હોય સંતાન ? ૬૨
હેરે હેરંજ બાપડા, ચુંચવાય ચુળેલ;
ગરતા મિથ્યા માનમાં, ખરો ન જાણે ખેલ. ૬૩
ફાંસ ઢોરના નાકમાં, જો કદી વાગી હોય;
કાઢનારને લાત હણી, ભડકી ભાગે સોય, ૬૪
તેમજ જન સઉ ભરતીઆ, નિજ *હીતકરનો ઘાત;
અરે કરે અજ્ઞાનથી, રૂદય થઇ રળીયાત. ? ૬૫
માર ખાય મુંગા રહે, મારનારને ગાન;
ઉલટુ આપે મુરખા, તજી ભરતીઆ ભાન. ૬૬
ભુલ દઇએ ભાળવી, ભુલતાને એકવાર;
પછી કસુ કહીએ નહીં, ધક્કા દેઇએ ચાર. ૬૭
કળીયણો છે કેસરી, કરે ચિન્તવ્યાં કામ;
સોમેશ્વર શું જીતશો હારી બેઠે હામ. ? ૬૮

## સવૈયા (અસંભાવનાલંકાર).

દરીઆમાં કદી દવ લાગે કે, સુર્ય ઊદય પશ્ચિમમાં થાય;
અશ્વિનીને વાછરડો પ્રસવે. મુગો મુખથી ગાયન ગાય.

---

* હિત કરનારનો.

અંધો દેખે આરશીમાં કે, બહેરાથી વાણી સંભળાય;
પૈઠણુ ભરતાં લોક ભારતીખા, તેવું બને ત્યારે અચકાય.
રેતીમાં કદી વહાણો ચાલે, ઠંડા જળથી કાષ્ટ બળે;
ચંદ્ર ઊગ્યાથી તડકો લાગે, કોહું વાવ્યે કેરી ફળે.
વિણુ શસ્ત્રે વ્યંડળ કે વિનતા, સૈન્ય પરાક્રમી સંહારે;
પૈઠણુ ભરતાં લોક ભરતીખા, પાછા હઠાના ત્યારે. ! !

(लेखक अज्ञात. विष्णुशर्मा पंडित.)

श्री, हर्षपुर नीवासी. ( of Anand Town

(લેખક શાક્ષરશ્રી, શ્રીયુત. છગનલાલ માણુકજી.)

પેનશનર સ્કુલ માસ્તર.—નડીયાદ.

## દોહરા.

આપે આપણુ કુળની, એજ સમજવી રીત;
સરખે સરખા જન કરો, વીવાહ વેરને પ્રીત. ૧
ચાર ધરો અંતર વિષે, આપ તનુજનું હીત;
સરખે સરખા તો કરો, વિવાહ વેર ને પ્રીત. ૨
ભ્રમથી શીદને ભાઇ ભમો, મિથ્યા કીર્તિ નિમિત્ત;
સરખે સરખા જન કરો, વિવાહ વેર ને પ્રીત. ૩
ખરા હીતની વારતા, નર જણુવે કોણ નિત્ત;
સરખે સરખા જન કરો, વિવાહ વેરને પ્રીત. ૪
ખુવારી કારક ખલકમાં, રાખી ન રહો રીત;
સરખે સરખા જન કરો, વિવાહ વેર ને પ્રીત. ૫

દાંત રહીત ડોસા થઈ, શેની વગાડો શીત;
સરખે સરખા જન કરો, વિવાહ વેરને પ્રીત. ૬

જો પુર્વજના માનને, રાખ હોય તો રક્ષિત;
સરખે સરખા જન કરો, વિવાહ વેર ને પ્રીત. ૭

મોભારે મોતી જડયાં, ગવરાવો એ ગીત;
સરખે સરખા જન કરો, વિવાહ વેર ને પ્રીત. ૮

## પરંપરાથી મનાતા આવેલા કલીયણોના વિચાર કેવા હોય છે તે વિચાર દર્શન:—

(रचनार. कुलीनताना हीमायती श्रीयुत साक्षरश्री, सेलत जीवराम (उर्फे ईश्वरलाल) नाथजीभाइ उमरेठ पाटना).

### मनहर छंद.

ભીલ ને ચુવાળીયાંની સભાએ મળી ઠરાવ્યું,
હીરા અને હેમ[1] નથી, મનુષ્યના કામનું,
ન સુંઘાય ન ખવાય, ન ચવાય ઓઢાય ન;
માટે એનું મુલ નથી, બે પણ બદામનું.
ઝવેરી ને રાજા રાણા, શહેરી શ્રીમંત શાણા;
પહાણાની તુલ્ય ગણી, કરો ત્યાગ તેમનો.
કહે જીવરામ તેથી, ધનવાન ડગે નહીં;
અને ભાવ ઘટે નહીં, હીરા અને હેમનો. ૧

---

૧ સોનું.

ગરીબ ને અદેખાઓ, દીલમાં ઊડાટ લાવે,
કુળીયણુ લોક નથી ખરેખર ચઢતા;
નબાબની પેઠે તે અબાબ [1]ફેરે ફેરે માગે,
પૈઠણુથી પરણે ને વેવાઇને વઢતા.
શ્રીમંતોના ફુવા અને તેમના જમાઇ થાયા,
ભાણા થઇ પડેલા તે હવે શે ઊતરતા;
કહે જીવરામ અમે સેલ્લત સુઘડ છતાં,
નિર્માલ્ય લોકો ગણો છો હમોને નરતા.
સિદ્ધપુરનો નિવાસી સુદ્ધ અવદીચ વિપ્ર,
ક્યાં અને ક્યાં ઓદો કાસરનો લેખીએ;
ઉમરેઠનો નીવાસી સુખરાશી[2] જોશી અને.
પોરડાનો પંડયો ખેડાવાળ સમ પેખીએ,
નડીયાદના નીવાસી લાયકજ લેઊવા ને;
કાછઇના કણુબીને સરખાજ માનીએ.
કહે જીવરામ તો તો બુદ્ધિનેજ ભ્રમ થયો,
અક્કલ બહેર મારી ગઈ અનુમાનીએ.
ગરીબ ગરાશીયો જે ઠાકોરનો ભાયાત ને,
પાટણુ વાડીયો પગી સરખોજ લેખીએ;
વણીક ખંભાતનો ને બકાલ બારેજડીનો,
શેઠ અને શઠ બંને સમાનજ દેખીએ;
સુલતાની મુગલને પેટલાદી પીંજારાને;

૧ હકશાઇ નાણું. ૨ સુખનો સમુદાય.

મુસલે મુસલ્લા બંને સરખા આલેખીએ.
કહે જીવરાગ તો તો ગતીજ જતી રહીને,
આંખે ફેર ચઢ્યા માટે પૃથ્વી ફરતો દેખીએ. ૪
ઘુવડ કહે કે સુર્યમાં તો નથી[1] સ્વલ્પ તેજ,
નજરે [2]નિશંક તે તો નિરતેજ જણાય છે;
ચાંમાચીડીયું કહે ચતુર તમે ઘુઅડ છો.
આગીઓ કે' આપણથી ખરૂં નીરખાય છે,
વાગોલ વદે ને છછુંદર કહે છાતી ઠોકી;
પ્રકાશ રહીત સુર્ય પ્રત્યક્ષ પરખાય છે.
પોપટ ને મોર આદી પક્ષીઓ વિકારી ચક્ષુ,
જીવરામ તેને સુર્ય તેજસ્વી જણાય છે[3]. ૫
સુર્ય કે ચંદ્ર સામુ કલેડું જો કાળું ધરો,
પ્રકાશનાં કિર્ણ પરાવર્તન ન પામશે;
તખ્તાનો કાચ કે કંઇ તેજસ્વી રાચ ધરો.
પકાશ પાકો દઇ તે પાત્રજ વિરાગશે,
લાયક અંતઃકરણજ લાયકની લાયકીને;
લેખવશે નાલાયક કોઇને ન લેખવે.
કહે જીવરામ ત્યમ કુલીન લાયક છતાં,
અકુલીન અદેખાઓ આંધળા છે દેખવે. ૬
બળદમાં બહુ જાત ઘોડા પણ ભાત ભાત,

૧ જરી. ૨ નક્કી. ૩ ભ્રમ મુલક વિચારાલંકાર આ આખી કડી છે.

પક્ષિના એ ભેદ એતો વિશ્વમાં વિખ્યાત છે;
લોઢામાંએ ભેદ અને પથ્થરમાં પણ ભેદ,
અકીક ને હીરો પણ પથ્થરની જાત છે,
પોપટ ને સુડા ત્યમ ચિત્તા અને વાઘ જુદા;
વસ્ત્ર અને શસ્ત્રમાંએ ભેદ ખરેખાત છે.
કહે જીવરામ ત્યારે નાતમાં એ ભેદ હોય,
ચઢતા ઊતરતા એ સ્વભાવીક વાત છે. ૭
લંડનના લાયક એક ડયુક યુરોપીયન તુલ્ય,
લશ્કરના સોલજરને ગોરો માટે ગણીયે;
બ્રાહ્મણના જેવું ખાસુ ટીપણું ઊકેલે માટે.
ગરોડો ને બ્રાહ્મણ જો સરખાજ ભણીયે,
આરબી ઘોડાની બરાબર ભાર વહે માટે;
ખચ્ચરને આરબી ઘોડાની તુલ્ય કહીએ.
કહે નાથજીનો સુત જીવરામ તો તો જાણો,
વિવેક વિસાર્યો માટે ઊલટુંજ લહીએ. ૮

દોહરા.

દોહીત્ર ભોગીલાલનો, માત ઉગીઆનો સુત;
યોગ્ય તફાવત વર્ણવે, તેમાં શું છે તુત ? ૧
અસલ હતું એક રાજમાં, ટકે શેર સઊ કોય;
હાલ તમારા મન વિષે, ટકે શેર કુળ હોય. !! ૨
ગીતે ગાળો દે ઘણી, કંન્યાની સગી નાર;
વિણુ દૂષે સહહર્ષ પણ, સમજે છે વર સાર. ૩

તેમજ કદી નીંદા કરે, કળીયણુની જન કોય;
પણ તેના હૈયા વિષે, દ્વેષ ખરે નવ હોય. ૪
કયમ કે તેહ તણા સગા, કળીયણુને તે ચહાય;
આશ્રય અંદરથી દઇ, કરે સર્વદા સહાય. ૫
કદી ચાખ્યો કડવો તમે, કાકડીનો કંઇ ભાગ;
એથી એમ ન માનશો, કાકડી કડવુંજ શાક. ૬
તેમજ જન દોષિત જુઓ, કળીયણુમાંથી કોક;
એથી એમ ન માનશો, કળીયણ વર્ગજ ફોક. ૭
જાણો કે જન કોઇને, ઘોડે મારી લાત;
અશ્વ તજીને બાંધશો, ખરને નિજ ઘર ભ્રાત. ૮
સાકરના ખાનારને, ગળે ન ઊતરે રેત;
ચાવે કરી કદી ચાહના, તો તે થાય ફજેત. ૯
વડીલે ગાયકવાડના, મારેલી સમશેર;
હાલ નથી તે મારતા, માટ પડ્યો શો ફેર ? ૧૦
હજુએ એ ઇલકાબ છે, શમશેરે બહાદુર;
કોઇથી લેઇ લેવાય કયમ ? આપ વિચારો ઉર. ૧૧
દરીઆને કોઇ પુંજતા, જંગલ પણ મહીં જાય;
દરીઓ તેથી રૂઠે નહીં, મોટામાં બધું માય. ૧૨
ત્યમ કળીયણને નીંદશે, કારણસર કોઇ લોક;
કળીઆણ દીલ દરીઆવને, કશો ન તેનો શોક. ૧૩
[1]જોશી જયશંકર તણાં, ધર્મ પત્નિનો ભ્રાત;

---

૧ સાક્ષર શ્રીયુત, જયશંકર પ્રેમાનંદ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર હાલ પેટલાદ મહાલના છે તે.

જીવરામ ઝ.હેર કરે, વિચારમાં લ્યો વાત. ૧૪
પ્રીતે પ્રણમી આપને, પ્રવીણ પરીક્ષક પાત્ર;
જીવરામ ઝાહેર કરે, દેશાઇનો [1]જામાત્ર. ૧૫
રાગ દ્વેષ મને નથી, કરો ગમે ત્યાં લગન;
જીવરામે તો જણવીયું, મતિ મુજબ રહી મગન. ૧૬

# કલીયણોની વરિષ્ટતા,

[લેખક શ્રીયુત, સેક્રેત. રવીશંકર નાથજીભાઈ ]
ઉમરેઠ. પાટના.

## સવૈયા.

વિદ્વાનોની દુરથી સોબત. આનંદ તોય અનુરાગે છે;
વાડ બહાર કદી ઉભા રહીએ, તોયે સુગંધી બાગે છે;
કળીઅણોને કંન્યા દેતાં, સધ્ય સુકીર્તિ જાગે છે;
ગોળ કદી અંધારે ખાઇએ, તોય ગળ્યો તે લાગે છે. ૧
સુર્ય હોય વાદળ ઢંકાયો, તોય ઉજેસતો આગે છે;
સુરો હોય બ્યંડળ મંડળમાં, તોય ઝનુન તો જાગે છે;
કળીયણુ ન કરે આપ વડાઇ, તોય વૃતિપ્રિય લાગે છે.
ગોળ કદી અંધારે ખાઇએ, તોય ગળ્યો તે લાગે છે. ૨
હંસ નથી હરદમ ઉચરતો, હું બગલાથી ચડતો છું;

---

૧ નડીઆદના દેશાઇ શ્રીયુત મુળજીભાઇ કાળીદાસ કંઝરીવાળા) ના તથા બીજી વખત દેસાઇ ઉમીઆશંકરભાઇના જમાઇ.

મેરૂ પર્વત મુખે ન બોલે, હું આકાશે અડતો છું;
બાવળીયા છો બડાઇ મારે, શ્રેષ્ટપણું પણ સાગે છે;
ગોળ કદી અંધારે ખાઇએ, રવીશંકર શુભ લાગે છે. ૩

# दुनियानुं स्वरुप विचित्र छे ते विषे.

## રાગ ગરબી. [ કામણ દીસે છે અલબેલા તારી આંખમાંરે એ રાગ. ]

દુનિયા દોરંગી કઢંગી કદરવિહીન છે રે.
દુનિયા દોરંગી૦ ટેક.

સરળ રહેતો મુર્ખ વદે છે, વકતાને જગ તો ઠગ કહે છે;
વિનયવંતને કહે ધનનો આધીન છેરે. દુનિયા૦ ૧

ક્ષમાવંતને નિર્બળ કહે છે, નિગ્રહીને દુઃખ ભોકતા લહે છે;
મધુર વચન બોલે તો કહે એ દીન છેરે. દુનિયા૦ ૨

ધર્મીને તો દંભી કહે છે, નિસ્પ્રેહીને માની કહે છે;
તૃષ્ણા ત્યાગે તો કહે સુભાગ્યહીન છેરે. દુનિયા૦ ૩

ઉદારને ઉડાઉ કહે છે, લોભીને લખ લખીઓ કહે છે;
સંતોને કહે મનના મહા મલીન છેરે. દુનિયા૦ ૪

અપક્ષીને કહે એકલસુરો, પ્રતિજ્ઞને હઠવાદી પૂરો;
કહ્યાગરાને કહે ગરજે તલ્લીન છેરે. દુનિયા૦ ૫

એકે વાતે નહીં આનંદી, સદા રટે સઉ સ્થળ સ્વછંદી;
પરસુખમાં પ્રતિવાસર એ ગમગીન છેરે. દુનિયા૦ ૬

અવળાને સવળુ આળેખે, સવળાને અવળુ તે દેખે;
ન્યાય થકી પણ તેનો ન્યાય નવીન છેરે. દુનિયા૦ ૭
પૂનેમચંદ્રને કોઇ ન પુંજે, બીજ ચંદ્રપર જગતજ ઝુજે;
ગુણુ અવગુણની ગણુના તેની ભિન્ન છેરે. દુનિયા૦ ૮
મદીરા પીને **માંસજ ખાતા**, ધાન્ય આહારે નથી ધરાતા;
પાપ પ્રવર્તી પારીસ ને પેકીન છેરે દુનિયા૦ ૯
અફીણ વ્યસન પર અતિષય પ્રીતિ, વ્યસની થવાથી વિપત્તિ વીતી;
ચાળે દેશ ચઢેલો બહુધા ચીન છેરે. દુનિયા૦ ૧૦
મદીરા આદીક [૧]માદક ચાખે, રાખો મન ગમતી બહુ રાખે;
નગણો એવા નૃપતિ તલ્લીનસીન છેરે. દુનિયા૦ ૧૧
વ્યભિચારીને વૈભવી માને, કપટીને કાબેલ પ્રમાણે;
શિયળવંતને કહે કે વિર્ય વિહીન છેરે. દુનિયા૦ ૧૨
બ્રહ્મચર્યના લાભ ન જાણે, અલ્પ વયે વહુ આણે આણે;
માને તેને મર્દાઇએ [૨]મુસ્તકીન છેરે, દુનિયા૦ ૧૩
સંપ શૌર્ય કે ન મળે શગતા, વિધા વિવેક ગુણ ન ગમતા;
સંતતિ ઉત્પન્ન કરવામાં શોખીન છેરે. દુનિયા૦ ૧૪
લડાઇમાં લાખોને મારે, શસ્ત્ર ગણી શસ્ત્રે સંહારે;
ધાતકીને તો ગણુતા, યુદ્ધ પ્રવિણ છેરે, દુનિયા૦ ૧૫
પતિવ્રત પાળીના જાણે, ઉપરા ઉપરી ઓરત આણે;
એવાને કહે ઉત્તમ કુળ અમીન છેરે. દુનિયા૦ ૧૬
જ્ઞાન માન ધન ધાન્યે પુરા, સહાય સગાને કરવે સુરા;

---

૧ કેફી પદાર્થ. ૨ મજબુત.

એવું છતાં પણ અધવાસી અકુલિન છેરે. દુનિયા૦ ૧૭
અભિમાન વિષ વેલી વાવે, પંડ પ્રયત્ને પાણી પાવે;
અધવાસીની અક્કલને [1]આફ્રીન છેરે; દુનિયા૦ ૧૮
સુશિક્ષીત નહીં નહીં સુરા, ખુશામતી ને ખટપટી પુરા;
રાજભકત ગણી તેને નૃપ પ્રસન્ન છેરે. દુનિયા૦ ૧૯
સ્વતંત્ર શાણા ને સતભાષી, રાય પ્રજાના હિતાભિલાષી;
દેશ ભકત એવાથી નૃપતિ ખિન્ન છેરે. દુનિયા૦ ૨૦
[2]કર કાપે તેને કહે 'પાળી,' ઘી નીકળે તે 'વાઢી' ભાળી;
ખલક ખાટલે ખોળો પાયા તીન છેરે. દુનિયા૦ ૨૧
પરધર્મીને દ્વેષે મારે, મુર્તિ ઉપર કરે પ્રહારે;
મતાન્ધ માણસ એ શું [3]મુસલમીન છેરે, દુનિયા૦ ૨૨
સતી બીચારી સુવસ્ત્ર ન પામે, ધન વિણ રહે કરૂપા ધામે;
ગર્થ ધરાણે ગણિકા તાગડધીન્ન છેરે. દુનિયા૦ ૨૩
સતસંગેજ મળે છે શાન્તિ, વિષય વાસના એ સુખ ભ્રાન્તિ;
ટંટાના ઘર જર જોરૂ જમીન છેરે, દુનિયા૦ ૨૪
પંચ વિષય છે પ્રાણજ હરતા, તો પણ તે પર પ્રીતિ ધરતા;
સુખને સ્વાદે મરનારાં જગ *મીન છેરે. દુનિયા૦ ૨૫
ગિરા નથી ખોટી ગુજરાતી, વિશુદ્ધ તે જો હોય વપરાતી;
લાટ કહે કે લાયક તો લાટીન છેરે, દુનિયા૦ ૨૬
માણીના સુખ કેરૂ એ હું, પવિત્રપણું તે મધમાં પેઠું !!
સુતરથી શી રીત શુધ્ય સાટીન છેરે ? દુનિયા૦ ૨૭

---

૧ શાબાશ. ૨ આ કડી કાવ્યલીંગાલંકારની છે. ૩ આસ્તિક.
* માછલાં.

યત્ન કરે ન ઉમંગે આપે, નિર્ધન થાય વિલાસ પ્રતાપે;
પછી કહે કે સુખ દુઃખ ભાગ્યાધિન છેરે. દુનિયા૦ ૨૮
પ્રિય બંધુ પૈડણુ ના ભરશો, વિણુ દ્રવ્યે વર કે વહુ વરશો;
ઉપદેશ એવા પર કયાં આકીન છેરે ? દુનિયા૦ ૨૯
બાલકૃષ્ણુ કહે બહુધા ન્યાળી, દુર્વ્યચ દુર્જય દુનિયા ભાળી;
દુર્મંદ દર્પી દોષ દર્શ દુરબીન છેરે, દુનિયા૦ ૩૦
ટટ્ટુ વેચવા ગીયાં જાતો, બોલ સુણી રીતે બદલાતો;
આખર ટટ્ટુ ગુમાવી ખેદે ખીન્ન છેરે ! ! દુનિયા૦ ૩૧
જગત તબેલે ગદ્ધાં ઘોડાં, બંને બાંધ્યાં થોડાં થોડાં.
ઘડીમાં ગધ્ધે ઘડીમાં ઘોડે જીન છેરે; દુનિયા૦ ૩૨
ફાવતું જે સર્વેને આવે, ભાવ બધા ભેગા થઇ લાવે;
બાલકૃષ્ણ કહે કાર્ય તેહ કઠીણુ છેરે. દુનિયા૦ ૩૩
પત્ની છતાં પણુ રાખો રાખે, શ્રીમંતને શોભા છે દાખે,
વિપરીત રીત કર્ણાટકમાં વિસ્તીર્ણ છેરે, દુનિયા૦ ૩૪
માને પૂર્ણ કૃતારથ અંગે, ગાડી વાડી લાડી સંગે;
શેઠ છતાં શઠ શ્યામાને સ્વાધિન છેરે. દુનિયા૦ ૩૫
પૈડણુ પદ્ધતિ ખોટી કહે છે, પણુ પૈસા દઇને પરણે છે;
તે મુર્ખાના જામ તણુા જામીન છેરે. દુનિયા૦ ૩૬
બાળલગ્નનો જો બંધજ કરીએ, શાસ્ત્ર ઉલ્લંઘન કર્તા ઠરીએ;
ગદ્ધા એવા ગુણહીણા ગ્રામીન છેરે, દુનિયા૦ ૩૭
ફેશનની ફીશીયારી ખોટી, બહુ લોકે લીધી છે બોટી;
ભપકે ખાલી મુંબાઇ માથેરાઇન છેરે. દુનિયા૦ ૩૮
કાગળની હાથણીને ભાળી, કામ વાસના ન શકે ખાળી;

* ફરી પડે ખાડાગાં જે કામીન છેરે. દુનિયા૦ ૩૯

અભણુ આર્ય બાળાઓ રાખે, પછી પીડા પામે ભવ આખે;
સતીપતિ એ શંખણીના સ્વામીન છેરે. દુનિયા૦ ૪૦

પ્રયત્ન કરીને ફળ નથી લેવું, અનાયાશ ઇચ્છિત ફળ ગ્રહેવું;
બાલકૃષ્ણ ઇચ્છા સઉ ઉર સંગીન છેરે, દુનિયા૦ ૪૧

# वास्तविक कुलिनतानां लक्षण.

( लेखक. वालकृष्ण भोगीलाल जयशंकर पंडित.
आणंदना )

દોહરા.

કર્તાની કરૂણા વિના, કંઇએ ન બને કામ;
પિતા વિષ્ણુપ્રસાદનો, પ્રભુને કરે પ્રણામ.
ઝાહેર વકતા જન તણાં, વખાણુ નિંદા થાય;
જાનૈયા શીરો જમે, ગાળો પણ તે ખાય.

દોહરા.

જર જાગીરને જશ થકી, પ્રસિદ્ધ જન પંકાય;
અક્કલમાં આગળ પડે, તેજ કુલિન ગનાય. ૧
નિસ્પ્રેહી નાણાં વિષે, મીલ્કતથી ન મલકાય;
દુર રહે દુર્ગુણુ થકી, તેજ કુલિન મનાય; ૨
ન્યાયે નાણું મેળવી, છતે ન છાકી જાય;
હક વિણુ ગણે હરામનું, તેજ કુલિન મનાય. ૩

* હાથી.

સદ્વર્તન [1]સુસદનને, સુવદન મન હરખાય;
માનવંત હોય મુલકમાં, તેજ કુલિન મનાય. ૪

કંન્યાને સુખ દેઇ શકે, સંતતિ શ્રેષ્ટ કરાય;
અખંડ રહે આનંદમાં, તેજ કુલિન મનાય. ૫

વરા કરે વિવેકસર, લક્ષ્મીવંત લખાય;
ધન્ય જેહની ધારણા, તેજ કુલિન મનાય. ૬

વકતા સ્પષ્ટ પરાક્રમી, સમ દ્રષ્ટે શોભાય;
દ્રઢના જેને દીલ બહુ, તેજ કુલિન મનાય. ૭

પાક શાસ્ત્રમાં પ્રવિણ ને, વાક શાસ્ત્ર વખણાય;
થાક ન સંધ્યા સ્નાનમાં, તેજ કુલિન મનાય. ૮

અનીતિને અળગી કરે, ધર્મ માર્ગ પર ધાય;
શિયળવંત રહે સર્વદા, તેજ કુલિન મનાય. ૯

પીડા પરને પેખીને, દિલમાં જે દુઃખાય;
યત્ન વડે અળગી કરે, તેજ કુલિન મનાય. ૧૦

જેને આશ્રય જન તણું, નિશદિન પોષણ થાય;
પાળક ગરીબ કુટંબીનો, તેજ કુલિન મનાય. ૧૧

શોધક આ સૃષ્ટી વિષે, બોધક નીતિ ન્યાય;
પ્રતિરોધક જે પાપનો, તેજ કુલિન મનાય. ૧૨

ભાન તજી બ્રહ્મચર્યનું, બાળ લગન ન કરાય;
પુખ્ત ઉમર લગી પુત્રનું, તેજ કુલિન મનાય. ૧૩

---

૧. ઘર. ભુવન.

બાળ લગનની હાનીઓ, સ્પષ્ટ બધી પરખાય;
પુખ્ત વયે દે પુત્રી પણ, તેજ કુલિન મનાય. ૧૪

કુ રીવાજને કાઢવા, આપજ આગળ થાય;
કેવળ સ્વાર્થ કરે નહીં, તેજ કુલિન મનાય. ૧૫

નિર્વ્યસન નિર્મળ અને નિર્માનીજ જણાય;
આદર દે અતિ અન્યને, તેજ કુલિન ગનાય. ૧૬

પૈઠણુ પણ નિજ પુત્રની લેવાને ન ચહાય;
દે પલ્લાથો દીકરી, તેજ કુલિન મનાય. ૧૭

ભાન વિનાના ભરતીયા, ભાષી ઉપદેશાય;
પૈઠણુની પરવા નહીં, તેજ કુલિન ગનાય. ૧૮

પરનાં સુખને પેખીને, હૈયામાં હરખાય;
ઇર્ષાને અળગી કરે, તેજ કુલિન મનાય. ૧૯

હેમ અને હીરા સમુ, મુલ્ય જેનું અંકાય;
સદય હ્રદય કર નમ્ર પણ, તેજ કુલિન મનાય. ૨૦

કનક અને કાન્તા થકી, અયોગ્ય ના લોભાય;
નીતિની ભીતિ ધરે, તેજ કુલિન મનાય. ૨૧

નિજ પતિન પણ નિયમસર, અતિ ન આલિંગાય;
પશુવૃત્તિને પરહરે, તેજ કુલિન મનાય. ૨૨

શરીરસંપત્તિ સાચવે, વ્યાધિ કરે વિદાય;
યોગ્ય અહાર વિહારથી, તેજ કુલિન મનાય. ૨૩

ક્ષુચ્યા લંપટ બળ થકી, ઠરેલ તે ન ઠગાય;
પ્રપંચ માત્ર પરખી શકે, તેજ કુલિન મનાય. ૨૪
કીર્તિ પ્રસારે અન્યની, પણ દુષણ ઢંકાય;
સ્વભાવનાજ પ્રભાવથી, તેજ કુલિન મનાય. ૨૫
સ્નાનાદીકથી સ્વચ્છ રહે, અભક્ષ ના ભક્ષાય;
શ્રદ્ધા સદ્શાસ્ત્રે ધરે, તેજ કુલિન મનાય. ૨૬
તેજસ્વી તારા સમો, ચતુરા ચિત્ત ચઢાય;
એવાં જેનાં આચરણ, તેજ કુલિન મનાય. ૧૭
તત્વ ગ્રહે તત્કાળ જે, સત્ય સર્વદા સાંચ;
દેખા દેખી ન ડગ ભરે, તેજ કુલિન મનાય. ૨૮
સરકારે સુપ્રસિદ્ધ જન, માન સાચવે રાય;
અગ્રેસર તે આર્યમાં, તેજ કુલિન મનાય. ૨૯
જ્ઞાને માને ડહાપણે, જ્ઞાને ગુણી ગણાય;
બાલકૃષ્ણ પંડિત કહે, તેજ કુલિન મનાય. ૩૦

દોહરા.

જોઇ જાતનીજ યોગ્યતા, નીમલોક સરકાર;
જેમ કરે છે જન તણી, આપ કરો ત્યમ ચાર; ૧
તો સુધરવા સર્વને, મળશે ઉત્તેજન;
કુલિન ગણાવા વંશનો, વારો કોઇક દીન. ૨
એવા ક્રમમાં આવશે, પણ જડવત્ કુળ સ્થિર;
માનો અમુક કુટંબમાં, પીરજાદા જ્યમ પીર; ૩
તેથી તો તમને અને, ખરાં [1]પાત્રને ખોટ;

૧. લાયક.

મિથ્યા કીર્તિ કારણે, લાડુ તજી લ્યો લોટ. ૪
માર્ગે માર્ગે જઇ શકે, મુર્ખ અંધ કપુત;
વિણુ માર્ગે તો જઇ શકે, શાણો સિંહ સપુત. ૫
રાગ દ્વેષ મને નથી, કરો ગમે ત્યાં લગન;
બાલકૃષ્ણુ તો જણુવતો, મતિ મુજબ રહી મગન. ૬
મમત નથી મન માહરે, નથી મેળવવું માન,
સુખકર રસ્તો શોધશો, લેઇ ઘટારત જ્ઞાન. ૭
છેક મતલબી જન વિના, ગુણુથી સહુ વશ થાય;
નીર સર્વ ઠંડુ કરે, તાતા તેલ શિવાય. ૮
જણુવ્યા વિચાર જાણીતા, દક્ષ કરો દરિયાફ;
ભુલ લાગે કંઇ ભ્રાત તો, કરો મહત્ જન માફ. ૯
અલ્પ બુદ્ધિ જન આગળે, વદાય નહીં વડી વાત;
પોંણો શેરના પાત્રમાં, શેર સમાય ન સાત. ૧૦
સગા સરસ હોવા થકી, લાયકી કેમ લેખાય ?
[1]વરીષ્ટ સગા વિશેષ પણુ, શંખજ મુઢ મનાય. ૧૧
દરીઆનો તે દીકરો, શ્રી લક્ષ્મીનો ભ્રાત;
ભ્રાત સગા ધન્વંતરી, શંખ તણુા સાક્ષાત. ૧૨
આ કવિતા ઉરમાં ધરો, પડયો મુકીને પક્ષ;
દરીઆફી દીલમાં કરો, આર્ય બંધુઓ દક્ષ. ૧૩
પછી રૂચે જે આપને, વર્તો તેમ જરૂર;

---

૧. ચઢતા.

પસંદ ન કરે કોદરી, કમોદનો તજી કુર. ૧૪
બગતો ઇચ્છે માછલુ, મોતી હંસજ ખાય;
બગલો મોતી દેખીને, હૈયે ના હરખાય. ૧૫
અવળી કૃતી કરવી પડે, અવળો જ્યાં રીવાજ;
જમણેથી લખવું પડે, ઉર્દુ લખતાં આજ. ૧૬
મુર્ખ મનુષના મન ઉપર, જ્ઞાનીનુ નહીં જોર;
તખ્તો ત્યાં શું તગી શકે ? જયા અંધારૂ ઘોર. ૧૭
ખર તો ખુશી રાખથી, કેસરનું નહીં કામ;
ખરા કુલિનનો ખપ નહીં, કદર રહીત કુઠામ. ૧૮
ભીલને ભાવે ભેડકુ, બીરંજની નહીં બૂજ;
ગમારને ગાંજો ગમે, શરબતની નહીં સુજ. ૧૯
સોલત શ્રી શુભ રાયનાં, ભગની લક્ષ્મીસુત;
બાલકૃષ્ણના બોધને, સમજે સુજ્ઞ સપુત. ૨૦
સસરો ચંદ્રપ્રભા તણો, રૂક્ષ્માણીનો કાન્ત;
તાત સવિતા ગૌરીનો, બાળકૃષ્ણ નિર્ભ્રાંત. ૨૧
કોઇક મુરખ્ખી માનશે, ગણશે કોઈ ગુલામ;
તજીને ચિંતા તેહની, કરો ઘટારત કામ. ૨૧
સિદ્ધપુર સરસ્વતિ તીરે, પ્રીતે કરી પ્રણામ;
યાત્રા કારણ આવીને, બાળકૃષ્ણ કહે આમ. ૨૨

## સવૈયા.

આઠ દિવસની હેલીમાં, પલભેલાં ઢુંડકાં કોઇ લાવે;
એક હુકાના અંગારાથી, શી રીત તેને સળગાવે.

ડુંગર પર દેખ દવ બળતો લે, એક પખાલ જળેજ ક્યોર?
ભરતીઆ બેઠા પૈઠણુ ભરતાં, એક ઉપદેશે કેમ બળે.

### શાર્દૂળ વિક્રિડીત છંદ.

બાળ્યું ખાંડવ પાંડવેજ વન જે કલ્પદ્રુમે શોભતું,
બાળ્યું વાયુ સુતેજ લંકપૂર જે સુવર્ણથી ઓપતું.
બાળ્યો મહાદેવેજ કામ દીપતો એ શું રૂડું આદર્યું ?
બાળી પૈઠણુ પદ્ધતિ ન કોઇએ કીર્તિ હું કેની કરૂં ?



## કુંડળીયો (પ્રસ્તાવીક વાર્તા.)

જોશી કરો જન્મોતરી, અશ્વ અવતર્યો ગાય;
જીવશે કેટલું જગતમાં જીંદગી કેવી જાય.
જીંદગી કેવી જાય, ભોજ બોલ્યો એમ વાણી;
જોશી સુણી કરી ખેદ, ઊર શંકા બહુ આણી.
અશ્વ ન પ્રસવે ગાયને, કુદરત કયમ પલટાયરે;
કહે જોશી કાર્ય અશક્ય છે, જન્મોતરી ન થાયરે. ૧

સભા શોભતું બોલીએ, જેમ રીઝતો રાય;
દરીઆ મધ્યે દવ બળ્યો, તો પણ કરીએ હાય.
તોપણ કહીએ હાય, બન્યો પીળાનો કાળો.
ગાયે પ્રસવ્યો અશ્વ, તેમ ભૂપ મુજને ભાળો;
તર્ક વિતર્ક તમે કરી, શીદ આણો શંકાય રે;
કહે પોપટ દરીએ દવ બળ્યો, તેથી દાઝયો રાયરે. ૨

સુણ રાય સમજ્યો પછી બધાય જન છે બેશ.
હું કહુ તે હા હા કરે, ના નવ કહે કોઈ લેશ.
ના નવ કહે કોઈ લેશ, ખુશામતીઓ સઉ ખોટા
વિના વિવેક વિચાર, વળાવે ગરબડ ગોટા.
પણ રાજ્ય મદે તે અધિપતિ, ઉરમાં આપ ન આણશે;
કોઈ દક્ષ ત્રાહીત દેખતો, બાળકૃષ્ણ કહે જાણશે. ૩